## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પહેલી આવૃતિ તરત ખલાસ થઇ જવાથી તથા જન સમુહની ઘણીજ માગણી હોવાના કારણે આ બીજી આવૃત્તિ શા. ચિરચંદ મગનલાલની વીધવા બાઇ સુરજ મુ. અમદાવાદ રૂપા સુરચંદની પોળનાળાની અર્થે સહાયથી ( સાધુ-સાધ્વીને ભેટ ) છપાવવામાં આવી છે.

આમાં કેટલાએક ગાયનોનો ઉમેરો તથા સુધારો વધારો કરી છપાવી છે-છતાં કાંઇ ભુલચુક કે જીનાજ્ઞા વિરૂદ્ધ લખાણું છપાણું હોય તો તે બદલ ક્ષમા માગી સુધારી વાંચવા વીનંતી છે.

| | |
|---|---|
| મુ. અમદાવાદ | પ્રસિદ્ધ કર્તા |
| સંવત ૧૯૭૭ના મહા | માસ્તર જગજીવન પાનાચંદ |
| સુદી ૬ સોમ. | જૈન જ્ઞાનવર્ધકશાળાના ધર્મ શિક્ષક. |

---

## પ્રસ્તાવના.

સુજ્ઞ વાંચક વર્ગને સુવિદિત જ હોવું જોઇએ કે આવા નાનાં પુસ્તકોની પ્રસ્તાવના ન હોય તોપણ ચાલી શકે; માટે વધુ વિવેચન નહી કરતાં આ પુસ્તક કોના ઉપદેશથી તથા કોની સહાયવડે પ્રકટ થયું છે તે બતાવવાની આવશ્યક્તા સ્વીકારીએ છીએ.

ઘણા આનંદની વાત છે કે આધુનિક સમયમાં ઘણાં શહેરો તથા ગામોમાં વિચરી, ઉત્તમ ચારિત્રધારી પરમ ઉપગારી સાધુ તથા સાધવીજી મહારાજે કેટલેક અંશે ધર્મની વિશેષ જાગ્રતા કરી છે.

સુશીલ શ્રાવીકાઓ તથા બાળીકાઓમાં, જ્યોતિ સ્વરૂ-

ગુજરાતી કોપીરાઈટ સંગ્રહ

પીણી શ્રી વિતરાગ પરમાત્માની અવિચ્છીન્ન પ્રભાવવાળી સેવા પૂજા અને આંગીના અવસરે, અલૌકિક ગુણ ગાન કરતાં તથા પૂજા ભણાવતાં અત્યંત આનંદ ઉત્પન્ન કરે એવા દોહરા વગેરેને જુદા જુદા રાગોમાં ગવાતા ગાયને તથા દેશીઓના નમુનાને સંગ્રહ કરવાના સુશ્રાવીકાની વિનતીનો સ્વીકાર કરી; પરમોપગારી ગુરૂણીજી મહારાજ શ્રી દેવશ્રીજીની શિષ્યા સાધવીજી મહારાજ સોભાગ્યશ્રીજી મહારાજે આ શ્રી જૈન ગાયન રસીક રાગ સંગ્રહની યોજના કરી છે. ને તેમનાજ સદુપદેશથી શ્રી ખંભાત શ્રાવીકા સમાજ તરફથી મળેલ આર્થીક સહાયવડે છપાવી પ્રસિદ્ધ કરીછે.

સાધવીજી મહારાજ સોભાગ્યશ્રીના પ્રયાસ તથા સદુપદેશથી પ્રથમ શ્રી જીન શતક, જૈન પ્રાચીન સ્તવનાદિ સંગ્રહ અને દંડકાદિ દ્વાર સંગ્રહ એ નામના ત્રણ્ય પુસ્તકો પ્રસિદ્ધ થયા છે, તેમજ આ શ્રી જૈન ગાયન રસીક રાગ સંગ્રહ નામનું ચોથું પુસ્તક પણ તેમનાજ પ્રયાસ ને સદુપદેશનુંજ ફળ છે.

આ પુસ્તકમાં કાંઈ મતિ મંદતાથી અથવા દૃષ્ટિ દોષથી શાસ્ત્ર વિરૂદ્ધ યા અશુદ્ધ લખાણું હોય તે આત્મ સાખે મિચ્છામી દુક્કડં છે, અને સુજ્ઞની ક્ષમા ચાહી સુધારી વાંચવા તથા અમોને લખવાની ભલામણ કરીએ છીએ.

પ્રસિદ્ધ કર્ત્તા.

મુ૦ અમદાવાદ. માસ્તર જગજીવન પાનાચંદ.
શ્રી ડાહીબાઈ જૈન પાઠશાળા નાધર્મ શિક્ષક

श्री जिनाय नमः

# શ્રી જૈન ગાયન

## રસીક રાગ સંગ્રહ.

### શ્રી પાર્શ્વનાથજીની લાવણી.

સુંદર આંગીની રચના રચી અહીંરે, શોભે પાર્શ્વનાથ દરબાર ॥ હેતે નમન કરો સહુ સંગે મળી આપણેરે ॥ માથે મુગટ સોનાનો હીરે જડયોરે ॥ માંહી લટકે છે પાના કેરી લાલ ॥ હેતે० ॥ ૧ ॥ સાખી ॥ શ્રી ફુલ મેલ્યું કરવિશે ॥ શોભાનો નહીં પાર ॥ બાજુબંધ ને બેરખા, કંકણ ઢાલ ઉતાર ॥ દેશી ॥ જાસુદ ફુલના ગુંથેલા ગજરા શોભતારે ॥ ચંપો મોગરો ડમરો ચારે પાસ ॥ હેતે० ॥ ૨ ॥ સાખી ॥ માણેક પાના મોતીથી મુગટ જડયો વિશાલ ॥ કાને કુંડલ ચળકતા ચંદન ચરચું ભાલ ॥ દેશી ॥ કેવી કેશર કસ્તુરીની મ્હેક છે રે કેવા ભમરા કરે છે ગુંજાર ॥ હેતે० ॥ ૩ ॥ સાખી ॥ ગુલાબ જલના છાંટણા—અત્તરનો ઉપચારગી મોતીમાલા ઉર

લિપે, વળી કુલણુ કેરો હાર ॥ દેશી ॥ તેની શોભા મુખ જાએ નહી વરણવીરે ॥ ગુણુ ગાય તે તો પામે ભવ પાર ॥ હેતે નમન કરો સહુ સંગે મળી આપણેરે ॥ ૪ ॥

ગાયન.

ભક્તિ જીનવરની કરીએ રૂચક ભાવથી રે ॥ છંડી ચીત્ત ચપલતાં મંદિર શુદ્ધવિધાન ॥ ચેતન પ્યારા મારા પુજો શ્રી જીનરાજનેરે ॥ સાખી ॥ નિર્મલ જલ કલશે ભરી, નવરાવો ધરી નેહ ॥ ચરચો કેશર ચંદને, પુજો ધરી બહુ સ્નેહ ॥ દેશી ॥ ચંપક ચંબેલીને મોગર જાસુદ માલતી રે ॥ પાવન પુષ્પ ચઢાવો પ્રભુને કરી બહુ માન ચેતન૦ ॥ ૧ ॥ સાખી ॥ સેલારસ કૃષ્ણાગરૂ, ગંધાવલી ઘનસાર ॥ વામ દિશિ જીન ધુપીએ તો તરીએ સંસાર ॥ દેશી ॥ જીનની જમણી દીસે દીપક ઝગમગ થાપીએરે ॥ તેથી લહીએ કેવળ દરીસણુ કેવળ જ્ઞાન ॥ ચેતન૦ ॥ ૨ ॥ સાખી ॥ અક્ષત ફળ નૈવેદ્ય ધરી, પુજા અષ્ટપ્રકાર ॥ નાચો નવ નવ રંગથી, ગાઓ ગીત રસાળ ॥ દેશી ॥ ઈણુ વિધિ ભક્તિ યુક્તી જીન માણેકને સેવતારે ॥ લહીએ શાશ્વત શીવપુર મંદીર સુવિધાન ॥ ચેતન૦ ॥ ૩ ॥

મહાવીર સ્વામીનું સ્તવન.

ચાલો જઈએ રહીએ ક્ષત્રીકુંડમાંરે ॥ તિહાં જનમીઆ શ્રી મહાવીર ભવિજન આવો આપણુ ઓચ્છવ

ગાઈએ વીરનોરે ॥ સાખી—અશાડ સૂદિ છઠ્ઠને દિને ॥ ચવીઆ પ્રાણુંત વિમાન ॥ ચૈત્ર સૂદિ તેરશ દિને ॥ જનમ્યા યુગપ્રધાન ॥ દેસી ॥ માતા ત્રીશલા કુંખે ઉપન્યારે ॥ પિતા સિદ્ધારથ નૃપ સોહાય ॥ ભવિ. ॥ ૧ ॥ સાખી–ઇંદ્ર સિહાશન કંપથી ॥ અવધિ જુવે સુરરાય ॥ જન્મ પ્રભુનો જાણીને ॥ આનંદ અંગ ન માય ॥ દેશી ॥ તવ હુરણુ ગંવેષી દેવતારે ॥ દીડાં ઘંટ વગડાવે સાર ॥ભવિ. ॥ ૨ ॥ સાખી–શક્રશક્રી ટોળે મળી ॥ સૂતિકા ઘરમોઝાર ॥ શ્રી મહાવીર પ્રભુજીને ॥ મેરૂ શીખર લઈ જાય ॥ દેશી ॥ તીહાં ઇંદ્ર વૃષભરૂપે કરીરે ॥ પ્રભુને ન્હવણ કરાવે સાર ॥ ભવિ. ॥ ૩ ॥ સાખી–છપ્પન દિગ્ કુંવરી મળી ॥ ગાવે ગીત રસાળ ॥ પ્રભુજી આગે નાચતી ॥ વિવિધવિવિધ પ્રકાર ॥ દેશી ॥ પાએ રણઝણ ઝાંઝર ઝમકાવતીરે હસતિ રમતી દેતી લેતી તાળી હાથ ॥ ભવિ ॥ ૪ ॥ સાખી–મેરૂશિખરની ઉપરે ઉત્સવ કરી બહુ પેર ॥ વર્ધમાન જીન સ્વામીને ॥ સોંપ્યા ત્રીશલા ઘેર ॥ દેશી ॥ પુરોહીત બહુ વિધ સ્તુતિ કરી વીરનેરે ॥ ગુણુગાતા જાયે નિજ ધામ. ભવિ. ॥ ૫ ॥

## ગાયન.

રસીક રાસ આજ રમશું આનંદ અહીંરે ॥ હેતે હળીમળી સકળ સમાજ ॥ મહાવીર મંદિરે મજેથી તાળી

આપતારે ॥ ભલા ભવ તરવા મન ઉમંગછેરે. માટે સજી સૌ સુંદરી શણુગાર ॥ મહાવીર. ॥ ૧ ॥ સાખી–ભક્તી માળા ભાવથી ॥ ધારે નરને નાર ॥ સુખશાંતી પામે સદા ॥ વરતે જયજયકાર ॥ દેશી ॥ અતિ ઉમંગે પ્રભુના ગુણુ ગાવતીરે ॥ સદા સુખી સુખી સુખીયા થાય. મહાવીર ॥૨॥ ॥ સાખી ॥ પુન્ય પ્રતાપે પામશું ॥ મુક્તિમાળા પાર ॥ જંજાળીઆ જગ આ માંહી ॥ નથી કાંઈ એ સાર ॥ દેશી ॥ તેથી ચેતીલે ચતુર ચિત પ્રાણીયારે ॥ જેએ સંગ રંગ અંગ મળનાર ॥ મહા૦ ॥ ૩ ॥

## જન્મ સમય.

( અહેતાજીરે શું મહી મુજ બતાવું—એ રાગ )

જયકારીરે વીર જિણુંદ સોભાગી, જનમ્યાની નોબત વાગી;
દુનીયામાંરે અવર નહી વડભાગી, [1]અંતિમ જિનસમ સોભાગી.
ચાલ–આવી છપ્પન દીગ કુમારીરે, પ્રભુ જન્મકાર્ય કરનારીરે,
તુજ મૂર્તિ મોહનગારીરે, નિરખીનેરે તુજ શોભા જગ સારી;
બલિહારી હું જાઉં વારિ વારિ......................જયકારીરે.
સિદ્ધારથરે ત્રિસલા માતાના જાયા, જસ કંચનવરણી કાયા;
તુજ સેવેરે ચોસઠ ઇંદ્રો પાયા, વિદ્યાધર ને વળી રાયા.
ચાલ–અમે સેવક છીએ તારારે, જીવ જીવન તુંહિ આધારારે,
કીધી શાંતિ સર્વત્ર પ્યારારે, ભગવંતારે ભવજલ પાર ઉતારજો

---

૧ છેલ્લાં.

પ્રભુ ભક્તોનું ભય હરનારા.........................જયકારીરે.
લહી કેવળરે સંઘ ચતુર્વિધ સ્થાપે, તુમ નામથી શાંતિ વ્યાપે;
કરૂણાકરરે કિલ્મિષ સરવે કાપે, જેમ [1]તરણી તિમિર ઉથાપે.
ચાલ–ચૈત્રી તેરસ ઉજ્વલ જાણીરે, તિથિ જન્મની શાસ્ત્રે વખાણીરે અમને દ્યો શિવપટરાણીરે, શત્રુંજયરે મિત્ર સુધાકર તારો;
કુંકુમ તિલક કરનારો..........................જયકારીરે.

## રાગ કાફી—ગાયન.

ચંદ્ર પ્રભુજીસે ધ્યાનરે મોરી લાગી લગનવા ॥ લાગી લગનવા છોડી ન છુટે ॥ જબલગ ઘટમે પ્રાણરે ॥ મોરી ॥ ૧ ॥ દાન શિયલ તપ ભાવના ભાવં ॥ જૈનધર્મ પ્રતિ પાલરે ॥ મોરી૦ ॥ ૨ ॥ હાથજોડ કર અર્જ કરત હે, વંદત હરખ મુનિ સારરે ॥ મોરી લાગી લગનવા.

## ગાયન.

ચંદ્ર પ્રભુજીસે ધ્યાનરે—એ ચાલ.

આ જીનકે પાય લાગરે ॥ તુને કહીએ કેતો ॥ આંઠોઈ જામ ફીરે મદમાતો મોહ નિંદરીયાસું જાગરે ॥ તુને૦ ॥ ૧ ॥ પ્રભુજી પ્રીતમ વિના નહી કોઈ પ્રીતમ ॥ પ્રભુજીની પુજા ઘણી માગરે ॥ તુને૦ ॥ ૨ ॥ ભવકા ફેરા વારી કરે જીન ચંદા ॥ આનંદ ઘન પાય લાગરે ॥ તુને૦ ॥ ૩ ॥

---

[1]. સુરજ.

## શ્રી કચ્છ મુદ્રા જીનાલય સ્તવન.

( શ્રી ચંદ્ર પ્રભુજીસે ધ્યાનરે મોરી લાગી લગનવા. )

મુદ્રામાં બહુ માનરે ચાલો દર્શન કરવા ॥ દર્શનથી દુરિત દુરે હોવે ॥ વદનથી વાંછીતરે ॥ ચાલો દર્શના॥૧॥ પુજનથી પૂરક લક્ષમીના, રાખી પૂરણ પ્રીતિરે ॥ ચાલો૦ ॥ ૨ ॥ ચોગતિ ચુરે ચાર દેવલ જિહા ॥ સ્થિર કરી ચંચલ ચિત્તરે ॥ ચાલો૦ ॥ ૩ ॥ બે દેવલમાં પાર્શ્વ પ્રભુ છે ત્રીજે સિંહ અજીતરે ॥ ચાલો ॥ ૪ ॥ ચોથે શીતલનાથ જહાંઈ ॥ ગાઓ સુંદર ગીતરે ॥ ચાલો૦॥૫॥ હર્ષમુનિ કહે અહનિશ દર્શનસે પ્રસન્નતા રહે નિત્યરે ॥ ચાલો૦ ॥ ૬ ॥

### ગાયન.

ચંદ્રપ્રભુજીસેં ધ્યાન.

મેરે દીલ પાસ વસ્યોહે ॥ જ્યું ચાતક જળધાર ॥ મેરે ॥ જ્યું રાજહંસ માનસ મંદીરમેં ॥ વશી રહ્યો માનસ સાર ॥ મેરે ॥ ૧ ॥ ગજમન રેવા મધુપ જ્યું માલતી ॥ જ્યોં કોકીલ સહકાર ॥ મેરે ॥ ૨ ॥ કુમુદ જ્યોં ચંદ ચંદનજ્યોં ભોગી ॥ જ્યોં અરવીંદ દીનકાર ॥ મેરે ॥ ૩ ॥ ગીરી તનયાંકો દીલ જ્યું શંકર ॥ કમલાકે દીલ ગીરધાર ॥ મેરે ॥ ૪ ॥ ત્યું મેરે મન તુંહી તુંહી ॥ તુજ સમરણ કરૂં સાર ॥ મેરે ॥ ૫ ॥ જય જય જગત

દીવાકર ઠાકોર ॥ ત્રીભુવન જન સહકાર ॥ મેરે ॥ ૬ ॥ પાર્શ્વચીંતામણી ભાનકે સાહેબ ॥ સંઘ સકળ જયકાર ॥ મેરે ॥ ૭ ॥

## શ્રી સીમંધર સ્વામીનું સ્તવન.

શ્રી સીમંધર સ્વામી ॥ મુક્તિના ગામી ॥ દીઠે પરમ આણંદ ( એ આકણી ) સુમતિ આપો કુમતિને કાપો ટાલો ભવભય ફંદ ॥ કર્મ અરિગણ દૂર કરીને ॥ તોડો ભવતરૂ કંદરે ॥ શ્રી સીમંધર ॥ ૧ ॥ ચોત્રીશ અતિશય સોભતાંરે ॥ પાંતીશ વાણી રશાલ ॥ અષ્ટ પ્રાતિહાર્ય દીપતાંરે ॥ બેઠી છે પરખદા બારરે ॥ શ્રી સીમંધર સ્વામી ॥ ૨ ॥ મહાગોપ મહામહાણ કહીએ, નિર્યામક સથ્થવાહ ॥ દોષ અઢારને દૂરે કરીરે ॥ ભવજલતારણ નાવરે ॥ શ્રી સીમંધર સ્વામી ॥ ૩ ॥ એકવાર દરિશણ દીજીએરે, દાસની સુણી અરદાશ ॥ ગુણી અત્ર ગુણિ નવિ લેખવેરે ॥ એ ગીરૂઆનો આચાર રે ॥ શ્રી સીમંધર ॥ ૪ ॥ અગણીત શંકાએ હું ભર્યોરે, કોણ કરે તસ દૂર ॥ જ્ઞાની તમે દૂરે રહ્યારે, હું પડીઓ ભવકુંપરે ॥ શ્રી સીમંધર ॥ ૫ ॥ જો હોવત મુજ પાંખડીરે, તો આવત આપ હજુર ॥ એ લબ્ધી મુજ સાંપડે તો ન રહું તુમથી દૂરરે ॥ શ્રી સીમંધર ॥૬॥ શાશન ભક્ત જે સુર વરારે, વિનવું શીશ નમાય ॥ શ્રી સીમંધરસ્વામીનારે,

ચરણકમળ ભેટાડરે ॥ શ્રી સીમંધર સ્વામી ॥ ૭ ॥ ધન્ય મહાવિદેહના જીવનેરે, સદા રહે પ્રભુ પાસ ॥ હું નિર્ભાગી ભરતે રહ્યોરે, ત્યાં કીધાં મેં પાપરે ॥ શ્રી સીમંધર સ્વામી ॥ ૮ ॥ અરિહંત પદ સેવ્યા થકીરે દેવપાલાદિક સિદ્ધ ॥ હું પણ માંગું એટલુંરે, સૌભાગ્ય પદ સમ રિદ્ધરે ॥ શ્રી સીમંધર સ્વામી ॥ ૯ ॥

## દશ ત્રીકનું ગીત.

સોળ સણગાર સજી કરીરે લોલ ॥ આવી દેરાસર બાર સાહેલડી ॥ દર્શન કરવાને હું તો, નિસરીરે લોલ ॥ દશ ત્રીક તિહાં સાચવી રે લોલ ટાળી આસાતના ચોરાશી અલબેલડી ॥ દર્શન ॥ ૧ ॥ પેલી નિસિહી દેરા બારણેરે લોલ ॥ છંડી નિજઘરનો વ્યાપાર ॥ સાહેલડી૦ ॥ દરિસણ કરવાને હું તો નિસરીરે લોલ, બીજી નિસિહી મધ્ય ભાગમાંરે લોલ ॥ છાંડી જીન ઘરનો વ્યાપાર ॥ અલબેલડી૦ ॥ દરિસણ કરવાને હું નિસરીરે લોલ ॥ ૨ ॥ ત્રિજી નિસિહિ ચૈત્ય વંદનેરે લોલ ॥ છાંડી જીન પુજાનો વ્યાપાર ॥ સાહેલડી૦ ॥ પહેલું ત્રીક એમ સાચવીરે લોલ ॥ કરૂં દર્શન મન શુદ્ધ ॥ અલબેલડી૦ ॥ ૩ ॥ રત્નત્રય આરાધનારે લોલ ॥ દેઉ પ્રદક્ષિણા સાર ॥ સાહેલડી૦ ॥ બીજુ ત્રીક એમ સાચવીરે લોલ ॥ ટાળી ભવ ભ્રમણનું દુઃખ ॥ અલબેલડી૦ ॥ ૪ ॥ બે હાથ મસ્તકે લગાડી

એરે લોલ ॥ અરધુ અંગ નમાવોરે સાહેલડી ॥ ત્રીજુ પંચાંગ પ્રણામથીરે લોલ, કરો જીનજીને પ્રણામ સાહે-લડી૦ ॥૫॥ ત્રણ પ્રકારે પુજા કરોરે લોલ ॥ અંગ અગ્ર ભાવ ઉદાર ॥ સાહેલડી૦ ॥ જલ ચંદન ફુલ ચડાવી-એરે લોલ ॥ નૈવેદ્ય સ્તુતિ મનોહાર ॥ અલબેલડી૦ ॥૬॥ ચોથું ત્રીક એમ સાચવીરે લોલ ॥ સાચવું પાંચમું ત્રીક ॥ સાહેલડી૦ ॥ ત્રણ અવસ્થા ભાવવીરે લોલ ॥ છદ્મસ્થ કેવળ સિદ્ધ ॥ અલબેલડી૦ ॥ ૭ ॥ ત્રણ દિશી જોવા ત-જુંરે લોલ ઉર્ધ્વ આધોત્રિછુ નિવાર ॥ સાહેલડી૦ ॥ પછીમ ત્રણ દિશિ જોવુ તજોરે લોલ ॥ જીન સન્મુખ સ્થાપી દ્રષ્ટી ॥ અલબેલડી૦ ॥ ૮ ॥ છઠું ત્રીક એમ સાચવીરે લોલ ॥ સાચવું સાતમું ત્રીક ॥ સાહેલડી૦ ॥ પગ ભુમી ત્રણ વાર પુજીએરે લોલ ॥ ટાલી મારા ભવના પાપ ॥અલબેલડી૦ ૯ ॥ આઠમું ત્રીક હવે કહુંરે લોલ ॥ અક્ષર અર્થ પ્ર-માણ ॥ સાહેલડી૦ ॥ પ્રતિમાને અવલંબતારે લોલ, પામું ભવનો પાર ॥ અલબેલડી૦ ॥ ૧૦ ॥ જોગ જીન મુદ્રા મુક્તિ કહુંરે લોલ ॥ મુદ્રાના ત્રણ ભેદ ॥સાહેલડી॥ ખમાસમણા પાંચ અંગથીરે લોલ ॥ ભણી નમુથુણં પાઠ ॥ અલબેલડી ॥ ૧૧ ॥ એમ જોગ મુદ્રા સાચવીરે લોલ ॥ હવે જીન મુદ્રાની વાત ॥ સાહેલડી ॥ વંદણવતિઆ આઠે ભણોરે લોલ ॥ કરૂ કાઉસગ્ગ મનથીર ॥ અલબેલડી ॥

૧૨ ॥ જીનમુદ્રા એમ સાચવીરે લોલ, ચૈત્ય મુનિને વાંદિએરે ॥ સાહેલડી ॥ પ્રાર્થના કરો તેહ આગળેરે લોલ ॥ માગો સમકીત ફલ ॥ અલબેલડી ॥ ૧૩ ॥ મૂદ્રા મુક્તિ મુક્તા કરીરે લોલ ॥ સાચવી ત્રીકરણ જોગ ॥સાહેલડી॥ જે દસ ત્રીક એમ સાચવેરે લોલ ॥ તેના પાપ જાસે પાતાળ ॥ અલબેલડી ॥ દર્શન કરવાને અમે નીસર્યારે લોલ ॥ ૬૪ ॥

## સ્તવન.

આઈ વસંત બયાલરે પ્રભુ બેઠે મગનમેં ॥ બેઠે મગનમે બેઠે છે મનમે લાગુ તુમારે પાયરે ॥ પ્રભુ બેઠે મગનમે ॥૧॥ સુંદર મનોહર આંગી રચાવું ॥ ડોલરકી અતિ સારરે ॥ પ્રભુ ॥ ૨ ॥ ફુલ ચંબેલી કીનીકી કટોરી ॥ ઝલકતી તેજ અપારરે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ ભાવ સુગંધી ગુલાબી કુંઝરીઆ ॥ વરસાવે સુખકારરે ॥ પ્રભુ ॥ ૪ ॥ ભાવથી ઉત્તમ સ્તવન બનાવું ॥ કર્મ ખપાવન હારરે ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ જૈન મંડલી પ્રભુના ગુણ ગાવે ॥ લેશે તે ભવનો પારરે ॥ પ્રભુ ॥ ૬ ॥ પન્યાસ ગંભીરવીજેજી ગણી ચોમાસુ રહીયા–ભાવનગર બંદર મોઝારરે પ્રભુ આવ્યા તે ગમણુનીવારરે ॥ પ્રભુ૦ ॥ સંઘ સયલ સુખકારરે ॥ પ્રભુ૦ ॥ ૭ ॥

## હોરી.

શાન્તીજીકે દરબાર ચાલો ખેલીએ હોરી ॥ માસ વસંત ભવીક પરીણામી ॥ છોરે તમે શીરદાર ॥ચાલો॥ એ આંકણી ॥ ગુરૂવચનામૃત કોકીલ બોલે ॥ સબલોકું સુખકાર ॥ આતમજ્ઞાનકે નિરખત ફૂલે ॥ નિરૂપાધીક સહકાર ॥ ચાલો ॥ ૧ ॥ જોગાષ્ટક વર પદ્મ પરાગે ॥ ગાતાં અતી ગુંજાર ॥ ચાલો ॥ ઉપશમ લાલ ગુલાલ અનુપમ સમતાં શુભ ઘનસાર ॥ ચાલો ॥ દ્રવ્યભાવ પૂજા પીચકારી ॥ ગ્રહીયેં વિવિધ પ્રકાર ॥ ચાલો ॥ ૨ ॥ જીનગુણ જ્ઞાન મૃદંગ મનોહર ॥ તાલ એકાંત વિચાર ॥ ચાલો ॥ ૩ ॥ અનુભવ અધ્યાતમ વરવીણા ॥ શુભ ચીંતન ઝણકાર ॥ ચાલો ॥ ધ્યાન તેલ ફૂલેલ સુરંગા ॥ છરકો પ્રભુ સુપ્રકાર ॥ ચાલો ॥ ૪ ॥ સીવપદ દામ ગ્રહો ભલી ભાતે, પ્રભુસેં મીલી એક તાર ॥ ચાલો ॥ ઈણી વીધીસેં હોરી ખેલંતેં ॥ જીન કહે જય જયકાર ॥ ચાલો ॥ ૫ ॥

## હોરીનું સ્તવન.

ચાલો સખી શત્રુંજા ગિરિ જઇએ ॥ રંગભેર ખેલીએ હોરી ॥ સેંથો સિધુરને નયન સંમારીં ॥ પેહેરણુ ચરણા ચોલી ॥ ચાલો ॥ ૧ ॥ એક એકનો પાલવ ગ્રહીને અટકળે બાંધે બોલી ॥ એક એકશું કરેરે મટકડાં ॥ હસી હસી લીજીએ તાલી ॥ ચાલો ॥ ૨ ॥ ચતુરા નારી ચંગ

બજાવે એક બજાવે કંસાલી ॥ એક શુદ્ધ વસંત અલાપે ॥ જીનગુણ ગાતી રસાળી ॥ ચાલો ॥ ૩ ॥ એક અબીર ગુલાલ ઉડારે ॥ લાવે ભરી ભરી ઝોલી ॥ ચુઆ ચુઆ ચંદન ઓર અગરજા ॥ છાંટે કેસર ઘોલી ॥ ચાલો ॥ ૪ ॥ વસંત ઋતુ શત્રુંજા ગિરિ પસર્યો ॥ ફુલ્યો ફાગણ માસ ॥ રૂપ વિબુધનો મોહન પભણે ॥ જન્મ જન્મ તારો દાસ ॥ ચાલો૦ ॥ ૫ ॥

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

તારી મુરતિનું નહીં મુલરે લાગે મને પ્યારીરે ॥ તારી આંખડીએ મન મોહ્યુંરે જાઉ બલીહારીરે ॥ ત્રણ ભુવનનું તત્વ લઈને ॥ વાલા મારા તારક તું નિપાયારે ॥ જગ સઘળો નીરખીને જોતી ॥ વાલા મારા તારી જોડ કોઈ નાવેરે ॥ તા૦ ॥ ૧ ॥ ત્રિભુવન તિલક સમવડ તારી ॥ વાલા મારા સુરત સુંદર સોહેરે ॥ કોડી કંદર્પ સમ રૂપ નીહાળી ॥ વાલા મારા સુરનરના મન મોહેરે ॥ ૨ તા૦ ॥ જ્યોતીસરૂપી તારી જેણે નીરખી ॥ તેણે ન ગમે બીજું કાંઈરે ॥ જ્યાં જાવે ત્યાં પુરણ સઘળે ॥ વાલા મારા દેખે તુજને તુંહીરે ॥ ૩ તા૦ ॥ તુજ મુખ જોવાની રઢ લાગી ॥ વાલા મારા તેને ન ગમે ઘરનો ધંધોરે ॥ આળ જંજાળ સઉ અળગો મેલી ॥ વાલા મારા તુજશું માંડે પ્રતીબંધો ॥ ૪ તા૦ ॥ ભવસાયરમાં

ભુલા ભમતાં ॥ વાલા મારા પ્રભુ પાર ન પામ્યો આરોરે ॥ ઉદય રતન કહે બાંહેગ્રહી ॥ વાલા મારા પ્રભુ ભવ-જલ પાર ઉતારોરે. ॥ ૫ ॥

## ગાયન.

દર્શન કરવાને અમે આવીયાને ॥ કાંઈ આંગીનો રૂડો બન્યો ઠાઠરે ॥ આવ્યા છે દર્શન કરવારે, અશ્વસેન રાજાના નંદજીરે ॥ કાંઈ પાસ કુમાર રૂડા નામરે ॥ આવ્યા૦ ॥ વામારાણી કુખે અવતર્યાને ॥ કાંઈ શોભે ર-તન સમાનરે ॥ આવ્યા૦ ॥ ઉત્તમ કુલમાં અવતર્યાને ॥ વાલે નવખંડ રાખ્યા નામરે ॥ આવ્યા૦ ॥ માથે મુગુટ મોતી જડયોને ॥ કાંઈ કાને કુંડલ સારરે ॥ આવ્યા૦ ॥ બાંહે બાજુબંધ બેરખાંને કાંઈ કંઠે નવશેરો હારરે ॥ આવ્યા૦ ॥ હાથની તે કલ્લી હીરે જડીને કાંઈ સફલ બી-જોરૂ હાથરે ॥ આવ્યા૦ ॥ કેડે કંદોરો હેમનોરે ॥ કાંઈ ઘુંઘરીએ ઘમકારરે ॥ આવ્યા ॥ દાંત સોહે દાડમ કળીરે કાંઇ ॥ અધર પ્રવાળનો રંગરે ॥ આવ્યા૦ ॥ પાયતે મોજડી મોતી જડીરે ॥ કાંઈ રેશમીઓ સુરવાલરે ॥ આવ્યા૦ ॥ લીલી ઘોડીને પીળો ચાબખોરે ॥ કાંઇ પાત-ળીઓ અસવારરે ॥ આવ્યા૦ ॥ મેં અણુસારે ઓળખ્યારે કંઈ પ્રભાવતીનો ભરથારરે ॥ આવ્યા૦ ॥ શરદ પુનમની શોભા ઘણીને ॥ કાંઈ ચાંદલી ખીલી ભલી ભાતરે ॥

આવ્યા૦ ॥ સોના સમુ દેરાસર ભલુંને ॥ કાંઈ રૂપાસમી છે જૈન શાળરે ॥ આવ્યા૦ ॥ રજા માગું પ્રભુ આગલેરે કાંઈ અમોને થઇ ઘણી વારરે ॥ આવ્યા૦ ॥

## ગાયન.

સોળશે તે ગોપીઓ ટોળે મળીને ॥ નેમજી મનાવા જાય ॥ પ્રભૂજી દરિસણ દેજો, દરિસણ દેજો ને સનમુખ રહેજો ॥ તારજો દીન દયાળ ॥ પ્રભુજી દરીસણ દેજો ॥ દરીસણ દેજો નજરે જોજો ॥ મેહેર કરી મહારાજ ॥ પ્રભુજી દરીસણ દેજો ॥ રૂક્ષ્મણી પાય પડીને કહે છે દેવર લાવો એક નાર ॥ પ્રભુજી ॥ દેરાણી જેઠાણીના જોડલારે પગે પડાવવા મુજ આશ ॥ પ્રભુજી ॥

## શ્રી નેમનાથનું સ્તવન.

વાળો વાળો તુંમે રથડા વાળોરે ॥ તુમે જગતના છો પ્રતિપાળોરે ॥ વાળો૦ ॥ ૧ ॥ પ્રભુ તુમે જાન સજીને આવ્યારે ॥ સાથે કૃષ્ણ મુરારીને લાવ્યારે ॥ વાળો૦ ॥૨॥ પ્રભુ તુમે તોરણથી કેમ વળીઆરે ॥ નવભવના નેહ મ- ળીઆરે ॥ વાળો૦ ॥ ૩ ॥ પ્રભુ તુમે સંજમ લીનો વન- માંરે ॥ તુમે વસ્યા રાજુલના મનમાંરે ॥ વાળો૦ ॥ ૪ ॥ એમ ગોપાલ સાગર કરજોડીરે ॥ રહે શિવમંદિરમે તે- ડીરે ॥ વાળો૦ ॥ ૫ ॥

## સ્તવન.

( દેશી-પિયાલા પ્રેમરસ હૈ ભરપુર. )

પુજા પ્રભુકી આનંદકાર ॥ કરોને ભવિ લટક લટક ॥ પાતા હૈ શિવપુરરાજ ॥ વહી નર ઝટક ઝટક ॥ પુજા ॥ ૧ ॥ હા હા હુ હુ આદિ સુરગણુ મિલ, ગંધર્વ કટક, સોળ સણુગાર સજી કરી આવી ॥ જીનપુર મટક મટક ॥ પુજા૦ ॥ ૨ ॥ દેવ કુમર કુમરી મળી નાચે ॥ રાચે મન નહી ખટક ॥ એસો ઉત્તમ અવસર પાયો ॥ બહુ ભવ ભટક ભટક ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ રાવણુને મંદોદરી રાણી વિધિસે કરકે નટક ॥ ઉત્તમ તીર્થંકર પદ પાયો ॥ મિટ ગઇ અટક અટક ॥ પુજા૦ ॥ ૪ ॥ અષ્ટાપદ ગિરિ વિણા બજાતા ॥ તુટી તારા ત્રટક ॥ પણ તુટયો નહી ભાવ જરા તસ ॥ નિર્મળ ફટક ફટક ॥ પુજા૦ પ્રભાવતી નારી કરત નાટક ॥ ભવ નાટક દિયો છટક ॥ આત્મ વલ્લભ નિજ પદ પાયો ॥ મનુભવ પટક પટક ॥ પુજા૦ ॥ ૫ ॥

## શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

પ્યારો લાગે મને સારો લાગે ॥ દરિસણમાં ગંભીરોજી પ્યારો લાગે ॥ સોના કેરી ઝારી યાને માહે ભર્યા છે પાણી ॥ ન્હવણ કરાવું મારા જીનજીકે અંગ ॥ દર્શન૦ ॥ ૧ ॥ કેશર ચંદન ભર્યારે કચોલા, પુજા ક-

રાવું મેરા જીનજીકે અંગ ॥ દરિસણુ૦ ॥ ધૂપધાન ઘટા અનુહડહે, લળી લળી શીસ નમાવત હૈ ॥ દર્શન૦ ॥૨॥ ફુલ ગુલાબકી આંગી બની હૈ ॥ હાર પેહેરાવું મેરે જી-નજીકે અંગ ॥ દરિસણુ૦ ॥ ૩ ॥ આનંદઘન પ્રભુ ચલત પંથમે ॥ જ્યોતિમે જ્યોત મિલાવત હે ॥ દર્શન૦ ૪ ॥

## સ્તવન

સોરઠ દેશ દેખાવો રશીઆ સારો સોરઠરે ॥ સોરઠ દેશમે નિકા દોય તીરથ ॥ ગઢ ગિરનાર શત્રુંજય ગિ-રીયા સારો સોરઠ ॥ ૧ ॥ રેવતગિરપર જદુપતિ કેરા ॥ દિક્ષા કેવળજ્ઞાન નીશધા ॥ સારો સોરઠ૦ ॥ રાજૂલનારી નેમીસર હાથે સંજમ લેઈ ભવોદધિ તરીઆ ॥ સારો સો-રઠ૦ ॥ ૨ ॥ શત્રુંજા ઉપર રૂષભ જીનેશ્વર ॥ પૂર્ણ નવાણુ વાર સમોસર્યા ॥ સારો૦ ॥ ઈહાં અણુગાર અનંત અપાર ॥ અણુસણુ ગ્રહી શિવસુખ વરિયા ॥ સારો સોરઠ૦ ॥૩॥ નાભિમલારને કરીએ જુહાર ॥ પાવન કરી મેં સવી પરીયા ॥ સારો૦ ॥ હીન અવતાર ન હોય લગાર ॥ જ્ઞાન વિમલ પ્રભુ શિવધરીયા ॥ સારો૦ ॥ ૪ ॥

## ઠુમરી રાગ જંગલો.

માકું લગાડો તો માશસમ છે સલુણી—એ રાગ

જાવો જાવો નેમ પીઆ મુખ શું બતાવોરે ॥ જાવો૦ ॥ ૧ ॥ ચઢી વરઘોડે આવી જાનને સજાવીરે ॥ પાછા ફરતા

તે વાલા લાજ કેમ નાવીરે ॥ જાવો૦ ॥ ૨ ॥ સંજમના રાગી શાને અમને ફસાવ્યારે ॥ લોકને હસાવી શાને અમને લજાવ્યારે ॥ જાવો૦ ॥ ૩ ॥ દિલના દાહક ગુણ દીઠા છે તમારારે ॥ નહીં બોલું હવે પ્યારા પ્રેમ છે અમારારે ॥ જાવો ॥ ૪ ॥ દેખત સમજ રાજુલ ગઇ ગીરનારેરે ॥ જ્ઞાન તો અત્યંત પામી નીજ કાજ સારે ॥જાવો૦॥ ૫ ॥

## ગાયન.

કુમ કુમને પગલે પધારો રાજા કુમ કુમને પગલે ॥ સંસાર છાંડી સંજમ આદરવા ॥ દાન દીધા ઢગલે ॥ પધારો રાજા૦ ॥ ૧ ॥ શિબિકા દેવી સહસ પુરૂષસે, પ્રભુ બેસી ફરો સઘળે ॥ પધારો૦ ॥ ૨ ॥ વનમાં જઈ પ્રભુ દિક્ષા લીની ॥ ઉપજ્યું જ્ઞાન ચોથે ડગલે ॥ પધારો૦ ॥ ૩ ॥ કર્મ ખપાવીને કેવળ લીધું, મોક્ષે પોહોતા તે તો એક મજલે ॥ પધારો૦ ॥ ૪ ॥ હર્ષ કલ્યાણ કહે ચેતનને તું તો એવા પ્રભુ ભજલે ॥ પધારો૦ ॥ ૫ ॥

## ગોડી પાર્શ્વનાથનું સ્તવન.

પુજીએ પુજીએ પુજીએરે ॥ ગોડી પાર્શ્વ પુજીને લાહવો લીજીએ ॥ સમતા રસના ભર્યારે કચોલા ॥ પ્રેમરસ પ્યાલા પીજીએરે ॥ જીનરાજ પુજીને લાહવો લીજીએ ॥ ૧ ॥ ક્રોધ માન માયાને તજીએ ॥ દાન સુપાત્રે દીજીએરે ॥ ગોડી૦ ॥ ૨ ॥ વીરાના પ્રભુ

મેહેર કરીને ॥ મોરવાડ દર્શન દીજીએરે ॥ ગોડી૦॥૩॥ વરખડીએ પ્રભુ ભવિજન મલશે ॥ હરખી નીરખીને ઘણું રીઝીએરે ॥ ગોડી૦ ॥ ૪ ॥ આનંદ ધન જીન વિનતિ અવધારો ॥ મોક્ષ માર્ગડો દીજીએરે ॥ ગોડી પાર્શ્વ પુજીને લાહવો લીજીએ ॥ ૫ ॥

## ગાયન.

પ્રભુ ભજલે મેરા દિલ રાજી ॥ રાજી રાજી રાજીરે પ્રભુ ભજલે મેરા દિલ રાજી ॥ ૧ ॥ આઠ પોહોરકી ચોસઠ ઘડીઆં ॥ દો ઘડીયા જીન શાજીરે ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ દાન પુન્ય કછુ ધર્મ કરલે ॥ મોહ માયાકુ ત્યાગીરે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ આનંદ ધન કેહે સમજ સમજલે ॥ આખર ખોવેગા બાજીરે ॥ પ્રભુ૦ ॥ ૪ ॥

## ગાયન.

( એ માથે મટુકી કહી. )

એ નેમ ગયે ગિરનાર ॥ મુકી મને કુંવારી હૈયાનો હાર ॥ આઠ ભવની પ્રીત ત્યાગી ॥ વાલો બન્યો વિત-રાગી ॥ માન્યુ ન મારૂ લગાર ॥ ૧ ॥ છોડી મુજને નેમ પ્યારે ॥ પણ ન છોડું હું લગાર ॥ જાઉ હું સંગે આ વાર ॥ જો એ જોગી તો હું જોગણ થાવું ॥ આ છોડી સંસાર ॥ ૨ ॥

## ગાયન.

તુમે નિરાગી અમે રાગીયારે ॥ તુમ દર્શન દેખી જાગીઆરે ॥ તારો તારો ને જીનરાજરે ॥ પ્રભુજી મારા વસો દિલમાંરે ॥ પ્રભુ તુમ દર્શન વિના હું ભમ્યોરે ॥ રઝલ્યો ચોગતિ સંસાર ॥ પ્રભુજી મારા વસો દિલમાંરે ॥ મને આપો પદ અણુહારરે ॥ પ્રભુજી મારા વસો ચિતમાંરે ॥ મને આ ભવપાર ઉતારોરે ॥ પ્રભુજી મારા વસો દિલમાંરે ॥ મોહે શિવવધુ હાથ મેલાવોરે ॥ પ્રભુજી મારા વસો ચિતમાંરે ॥ મને મોક્ષ માર્ગ દેખાડરે ॥ પ્રભુજી મારા વસો દિલમાંરે ॥

## નેમ રાજુલનું સ્તવન.

મત જાઓરે પિયા તુમે પાહાડમાં ॥ પાહાડમાં પાહાડમાં પાહાડમાંરે ॥ મત જાવોરે પિયા તુમે પાહાડમાં ॥ તુમે તો કહો હમ નારી ત્યાગી ॥ કેમ જાઓ ગિરનારીમાંરે ॥ મત૦ ॥ ૧ ॥ છ કાયકે રક્ષક હો તુમે ॥ તો કેમ જાઓ ઝાડીમાંરે ॥ મત૦ ॥ ૨ ॥ કઠીણુ ગિરિવરકી વાંકી ટુંક ॥ વસવું જઈ ઉજાડીમાંરે ॥ મત જાઓરે૦ ॥ ૩ ॥ રાજીમતીકી વિનતિ માની ॥ રેહેવું સંઘની હારમાંરે ॥ મત જાઓરે૦ ॥ ૪ ॥ રૂપચંદ કહે નાથ નિરંજન ॥ નેમ મગ્ન ભયો સંજમ ભારમાંરે ॥ મત જાઓરે૦ ॥ ૫ ॥

## ગાયન.

આવો ઘડી તુમે બેસો ઘડીરે ॥ રાજુલ મુર્છા ખાઈને પડયારે ॥ લેવો સંજમ ભાર નગીના ॥ આવો૦ ॥ ઉંચા દેરા આદીનાથનારે ॥ ઉગમણા દરબાર ॥નગીના ॥ માથે મુગટ હીરે જડયારે કાને કુંડલ સાર ॥ નગીના ॥ હાથની કલી હીરે જડીરે ॥ સકલ બીજોરૂ સાર ॥ નગી.॥

## સ્તવન.

આજ તો હમારે ભાગ વીર પ્રભુ આયે હેં ॥ ચંદના ખડીછે દ્વાર ॥ ચિંતસે કરે વિચાર ॥ દેખતે દેદાર હિયે હરખ ભરાયે હૈં ॥ આજ તો૦ ૧ ॥ આજ મેરી આશ ફલી ॥ આજ મેરે મન રલી ॥ વિકસી આતમ કલી ॥ વીર પાત્ર પાયે હૈં ॥ આજ તો૦ ૨ ॥ ધન દીન આજ મેરો ॥ ગયો સબ કર્મજોરો ॥ સુકૃત બહુતેરો, ભગવાન મન ભાયે હૈં ॥ આજ તો૦ ૩ ॥ સિદ્ધારથ નંદચંદ ॥ સોહતે શરદચંદ ॥ કહે જિનચન્દ, ચીત આનન્દ વધાયે હૈં ॥ આજ તો૦ ૪ ॥

## સ્તવન.

એ જીવ દુ:ખીઓ થાય ॥ સજ્જનો એ જીવ દુ-ખીઓ થાય ॥ જીનવર જેવી જીન પડિમાને ॥ આશાતના કરી જાય ॥ સજ્જનો એ જીવ ॥ મહામુનિ મહારાજ ધિરાજા ॥ તેહની કરેરે નીંદાય ॥ સજ્જનો એ

જીવ ॥ દેવ ગુરૂ સંત સેવા મુકીને ॥ કુગુરૂ પંથે ધાય ॥ સજ્જનો એ જીવ ॥ માત પિતા સુત ભ્રાત તજીને ॥ ધર્મ તણા સમ ખાય ॥ સજ્જનો એ જીવ ॥ કુડ કપટ ઘણી ઇચ્છા રાખે ॥ પરનારીથી લલચાય ॥ સજ્જનો એ જીવ ॥ આપ કમાણીનું અળગુ કરીને ॥ દેવનું દ્રવ્યજ ખાય ॥ સજ્જનો એ જીવ ॥ નીતિવિજય શિષ્ય સિદ્ધી કહે છે ॥ જે કોઈ કરશે અન્યાય ॥ સજ્જનો એ જીવ ॥

## ગાયન.

જીનરાજ જોવાની તક જાય છેરે ॥ ખરા દુખડાં ખોવાની તક જાય છે ॥ ભગવંત ભજ્યાની તક જાય છેરે બહુ લોભે તે લાભ લુંટાય છે ॥ જીન૦ ૧ ॥ દુનીયા રંગ પતંગી દીસે છે ॥ પલકપલક પલટાય છેરે ॥જીન ॥ ખોટે ભરૂંસે ખોટી થાવું ॥ ગાંઠનો ગરથ લુંટાય છેરે ॥ જીન૦ ૨ ॥ સજ્જન સગાં સહુ સ્વારથ સુધી ॥ ગરજે ઘેલાં થાય છેરે ॥ જીન૦ ॥ પુણ્ય વિના એક પરભવ જાતાં ॥ સંસારી સીદાય છેરે ॥ જીન૦ ॥ ૩ ॥ રામા રામાને ધન ધન કરતાં ॥ ધવ ધવ જીહાં તીહાં ધાય છેરે જીન૦ ॥ કનક અને બીજી કામની માટે ॥ લુબ્ધા કેઇ કુટાય છેરે ॥જીન ॥ ૪ ॥ પંચ વિષયના પ્રવાહ માંહે ॥ તૃષ્ણા પુરે તણાય છેરે ॥ જીન૦ ॥ નાવ સરીખા નાથને મૂકી ॥ પાપને ભારે ભરાય છેરે ॥ જીન૦ ૫ ॥ મોહરાજાના રાજમાં સુ-

સતા ॥ પરમાધામી પાસે જાય છેરે ॥ જીન૦ ॥ જીન મારગ વીણુ જમનો જોરો ॥ કહોને કોણે જીતાય છેરે ॥ જીન૦ ૬ ॥ પાખંડ માંહે પડયા જે પ્રાણી ॥ કાચા મનનાં કહેવાય છેરે ॥ જીન૦ ॥ ભીડ ભંજન પ્રભુ પાર્શ્વ જીનેશ્વર ॥ પુજતાં પાપ પલાય છેરે ॥ જીન૦ ૭ ॥ ઉદયરતનના અંતરજામી ॥ બુડતાં બાંહે ગ્રહે છેરે ॥જીન.૮॥

## દોઢીયું.

જગ માયા અબ જુઠી મોહે સમજ પડી ॥ સમજ પડી મોહે ખબર પડી ॥ જગ. ૧ ॥ કાલ્યકાલ્ય તું કયા કર મૂરખ ॥ નહિ ભરૂંશો પલ એક ઘડી ॥ જગ. ૨ ॥ આપીલ છીનભર કાંઈ રહો તુમે ॥ શીરપર ઘુમે તેરે કાળ અરી ॥ જગ. ૩ ॥ ચિદાનંદ કહે બાત હમારી પ્યારી ॥ જાણો તુમે ચીતમાંહે ખરી ॥ જગ. ૪ ॥

## ગાયન.

સંજમ લેઊંગીને સાથ ચલુંગી ॥ રહુંગી પ્રીતમ પાસ ॥ પિયા મેંતો સંજમ લઊંગી ॥ ( આંકણી ) સમુદ્રવિજય શીવા દેવીકો નંદન ॥ જદુપતિ નેમકુમાર ॥ પિયા. ૧ ॥ માત પિતા મેરો જન્મ દીયોહે ॥ કર્મ લિખ્યો કિરતાર ॥ પિયા ॥ તન ધન જોબન સ્થિર નહીં અપના ॥ સૂપના જેવો સંસાર ॥ પિયા. ૨ ॥ આઠ ભવાંતર નેહ કિયો હે ॥ નવમે ભવ તજી નાર ॥ પિયા

તોરણ આઈ ચલે રથ ફેરી ॥ પશુનો સુણી પોકાર ॥ પિયા. ૩ ॥ સહેસાવન જઈ સંજમ લીધું ॥ છોડયા વિ-ષય વિકાર ॥ પિયા. રાજુલ પ્રભુના પાય નમીને ॥ લીધો સંજમ ભાર ॥ પિયા. ૪ ॥ કર્મ ખપાવીને કેવળ પામ્યા ॥ પહોંચ્યા મુક્તિ મોઝાર ॥ પિયા. ॥ રંગ કહે પ્રભુ શરણ તુમારૂં ॥ દેજો અવિચલ વાસ ॥ પિયા. ૫ ॥

## ગાયન.

જાજારે દૂરે દૂરમતી ॥ મને મળીઆં જગગુરૂ જ-ગતપતિ ॥ જાજારે ॥ અબ જાગી મુજને શુભમતિ ॥ જાજારે દૂરે દૂરમતિ ( એ આંકણી ) અબ પ્રભુનો મેં પા-લવ ગ્રહીઓ ॥ કેમ છોડું હું હર્ષભરી ॥ જાજારે ॥ તેં મને કષ્ટ દીધા બહુ જાતી ॥ કહી ન શકું હું તે વીવરી ॥ જાજારે ॥ મુજ મનમાં હવે પ્રભુજી વશીયા ॥ દૂર ગઇ મારી સહુ કુમતી ॥ જાજારે ॥ સંગ સદા સુમતીનો કરીને ॥ પ્રભુને ભજુહું તજી અરતિ ॥ જાજારે ॥

## ગાયન.

સુણો બેની તમે ભાવથી રે લોલ ॥ અરજ કરૂં કરજોડ ॥ મારી સૈયર હો મારી સૈયર હો શુદ્ધ ધર્મને ઓળખોરે લોલ ॥ આંકણી ॥ દેવ તત્વ નવી ઓળખ્યોરે લોલ ॥ નવી જણ્યો ગુરૂ તત્વ ॥ મારી. ॥ ધર્મ તત્વ નવી સદહ્યોરે લોલ ॥ નવી આણ્યું હૈયે જ્ઞાન ॥મારી॥

મિથ્યાત્વી દેવદેવીનેરે લોલ ॥ જાણે ક્ષી વિતરાગ ॥ મારી. ॥ ગુણ અવગુણ નવી લેખવેરે લોલ ॥ પડીયા મોહ જંજાળ ॥ મારી. ૨ ॥ દેવ થયા મોહે અધ્યારે લોલ રાખે નારીને પાસ ॥ મારી. ॥ કામી ક્રોધી તે કહ્યારે લોલ ॥ રાગી દ્વેષી દેવ ॥ મારી. ૩ ॥ કોઈ ભયથી શસ્ત્ર ગ્રહેરે લોલ ॥ કેઈનો ક્રુર સ્વભાવ ॥ મારી. ॥ આઠ કર્મ સાંકળ જડયારે લોલ ॥ જન્મ મરણ લહે તેહ ॥મારી. ૪ ॥ એવા દેવને ભવિજનારે લોલ ॥ ટાળો નજરથી દુર ॥ મારી. ॥ ભમાડશે સંસારમાંરે લોલ ॥ જો કરશો તમે પ્રીત ॥ મારી. ૫ ॥

## ગાયન.

રાણીજી તે રજની ॥ સેજે સુતાં સજની ॥ સુપન સંભાળી ખુશી ॥ થાય થાય થાય ॥ હસ્તી રીષભ સિંહ ॥ લક્ષ્મી માળા શશી ॥ રવી દેખી સુખ દાય દાય દાય ॥ રાણીજી. ૧ ॥ ધ્વજા કળસ ખીર ॥ પદ્મ તે સાગર ॥ અમર વીમાંને ચીત ચાય ચાય ચાય ॥ રત્નની રાશી ॥ નીરધુમ્ર અગ્ની ॥ નયણે નિહાળી જાગી જાય જાય જાય ॥ રાણીજી. ૨ ॥ ફરમાવો ફળ મુજ ॥ શુદ્ધ સુપનાનું ॥ પ્રભુમીને પુછે રાણી રાય રાય રાય ॥ ત્રિભુવન તારક ॥ તનજ તુજ થાશે ॥ માન મુનિ નમે જિન પાય પાય પાય ॥ રાણીજી. ૩ ॥

## ગાયન.

વિનંતી સાંભળોને મારા નાથ ॥ મેં તો ઝાલ્યો તુમારો હાથ ॥ આંકણી ॥ દોય વખત દરબારે આવું ॥ મધ્યાને કરૂં પ્રભુ સેવ ॥ રાત દિવસ તોરૂં ધ્યાન ધરૂંછું ॥ એવી પડી છે મને ટેવ ॥ વિનતી. ૧ ॥ બાળપણામાં સેગા રમતાં ॥ કરતાં કિડા સાર ॥ આપ થયા પ્રભુ નાથ નિરંજન ॥ હું રઝળ્યો સંસાર ॥ વિનતી. ૨ ॥ લાખ ચોરાસી જોની ફરતા ॥ દુર્લહો મનુભવ લાધ્યો ॥ અબ હું સાહેબ સનમુખ આવ્યો ॥ કરો ઉદ્ધાર મહારાજ ॥ વિનતી. ૩ ॥

## ગાયન.

પ્રભુ તુજ દેખી મુજ મન મોહેરે ॥ ગળે ફુલણકો હાર ॥ હાંરે તારી મુરતી સુંદર સોહેરે ॥ ગળે મોતનકી માળ ॥ પ્રતીહાર્ય અડ શોભતાંરે ॥ મૂળ અતિશય ચાર એમ દ્વાદશ ગુણધરારે ॥ અરિહંત જય જયકાર ॥ પ્રભુ. ૧ ॥ રાગ દ્વેષ દોય દુર કરીને ॥ થયા નિરંજન નાથ ॥ અબ હું સાહેબ સનમુખ આવ્યો ॥ ઝાલ્યો તુમારો હાથ ॥ પ્રભુ. ૨ ॥

## ગાયન.

શીવનારી શીવનારી હો દીલબર દેખાડ હો ॥ શીવનારી ॥ પ્રભુ તું કયાંનો અધિકારી ॥ હો દીલબર દે-

ખાડ હો શીવનારી ॥ અષ્ઠકર્મ ચૂરણ કરીરે ॥ અવગાહન લહી એક હો. દીલભર ॥ એક સમય સમ શ્રેણીમાંરે ॥ જ્યોતીશું જ્યોતી મીલાય. હો દીલભર ॥ પુર્વ પ્રયોગે ગતિ પરિણામે ॥ બંધન છેદ અસંગ ॥ હો દીલભર ॥ ચાર દૃષ્ટાંત છે એહનારે ॥ સિદ્ધ ભજે ભગવંત ॥ હો દીલભર ॥

## ગાયન.

ઘેર આવો તો કહું એક વાતલડી ॥ તારે ને મારે સાહેબા પ્રિત ઘણેરી ॥ પડી પટોળે ભાતલડી ॥ ઘેર આવો તો કહુ એક વાતલડી ॥ તોરણુથી રથ ફેરીઆરે ॥ જાણી તુમારી જાતલડી ॥ ઘેર ॥ મહેર કરીને મારે મંદીરીએ પધારો ॥ રહોને આજની રાતલડી ॥ ઘેર ॥ નેમ રાજુલ દોય સંજમ ધારી ॥ મુકતે ગયા ભલી ભાતલડી. ઘેર ॥

## ગાયન.

વાગે છે વાગે છે વાગે છે દેરાશર વાજાં વાગે છે ॥ જેનો શબ્દ ગગનમાં ગાજે છે ॥ દેરાશર વાજાં વાગે છે ॥ પ્રભુ સમવસરણુમાં રાજે છે ॥ જસ ચોત્રીશ અતિશય છાજે છે ॥ ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે ॥ દેરાશર વાજાં વાગે છે ॥ પ્રભુ જન્મ અતિશય ચ્યાર છે ॥ ઘાતી કર્મ ક્ષયે અગ્યાર છે ॥ વળી દેવે કર્યા ઓગણીશ રે ॥ દેરાસર વાજાં વાગે છે ॥

## ગાયન.

કરો કરૂણા શીતળ સ્વામી ॥ સ્વામી શીવ સુખ ધામીરે ॥ કરો ॥ નંદા નંદન વંદન કરીએ ॥ અમારા અંતરજામીરે ॥ કરો. ॥ નયરી ભદ્દિલપુર નૃપ દઢરથ ॥ સૂત સુખ દ્યો શીવગામીરે ॥ કરો. ॥ આપ તર્યા ઓરનકું તારો ॥ છો મુજ અંતરજામીરે ॥ કરો. ॥ સૂત શશીનો સેવક આજે ॥ નમે છે નીજ શીર નામીરે ॥ કરો. ॥

## ગાયન.

જાગ્ય જાગ્ય પ્રમાદી તું જાગ્યરે ॥ ઉંઘ તને કેમ આવે ॥ એ આંકણી ॥ પ્રભુ ચરણની સેવા માગ્યરે ॥ ઉંઘ ॥ કર્મ દર્શનાવરણી વધી જાયરે ॥ ઉંઘ. ॥ એની પ્રકૃતિ નવ સંભાળરે ॥ ઉંઘ ॥ ચક્ષુ અચક્ષુ અવધિ કેવળરે ॥ ઉંઘ ॥ નિદ્રાને નિદ્રા નિદ્રા જાણરે ॥ ઉંઘ. ॥ પ્રચલાને પ્રચલા દુગરે ॥ ઉંઘ. ॥ સ્થિણંદ્ધી છે મહા ક્રુરરે ॥ ઉંઘ. ॥ એ નિદ્રાઓને તું નિવારરે ॥ ઉંઘ. ॥ તારી ભાંજે ભવ જંજાળરે ॥ ઉંઘ. ॥ વીતી ગયો અનંતો કાળરે ॥ ઉંઘ. ॥ હવે પૂર્વનું ભાતુ સંભાળરે ॥ઉંઘ॥

## ગાયન.

આજનો લાહો લીજીએરે ॥ કાલ કોણે દીઠી છે ॥ અવસરીયું વહી જાય છેરે ॥ કાલ કોણે દીઠી છે ॥ આવખું ઓછું થાય છેરે ॥ કાલ કોણે દીઠી છે ॥ ૧ ॥

જ્ઞાન સુપાત્રે દીજીએરે ॥ કાલ કોણે દીઠી છે ॥ લખમીનો લાહો લીજીએરે ॥ કાલ કોણે દીઠી છે ॥ ૨ ॥ નિત્ય નવી નવી આંગીયું રચાવીએરે ॥ કાલ કોણે દીઠી છે ॥ મનુષ્ય ભવ સફળ તે કીજીએરે ॥ કાલ કોણે દીઠીછે. ॥

## ગાયન.

વંદના વંદના વંદનારે ॥ શીતલનાથને સદા કરૂં વંદના ॥ વંદના પાપ નીકંદનારે ॥ શીતલનાથને ॥ ( એ આંકણી ) સૂરા સુરનાં અગણીત વૃંદા ॥ પ્રભુ મુખ દેખી આનંદનારે ॥ શીતળ ॥ ૧ ॥ અષ્ટ મહા સિદ્ધિ દાયક નાયક ॥ લાયક ભવ ભય ભંજનારે ॥ શીત૦ ॥ ચક્રીની નવનિદ્ધી રિદ્ધી પ્રગટે ॥ દુરીત દોષ વિધ્વંશનારે ॥ શીતળ ॥ ૨ ॥ ત્રણ જગત પ્રભુ નામ જપંતા ॥ કાટે કલી મલ ફંદનારે ॥ શીતળ ॥ ગુણ ગ્રામી ગુલાબનો સેવક ॥ નમે મણી ધરી આનંદનારે ॥ શીતળ ॥ ૩ ॥

## ગાયન.

દીઠો દીઠોરે પ્રભુનો દેદાર ॥ લાગ્યો લાગ્યોરે મીઠો મનોહાર ॥ દેવ દેવી હરખે કરીરે ॥ સહુ આવે જીન દરબાર ॥ પાર્શ્વનાથની આગળેરે ॥ કાંઈ નવ નવ નાટક થાય ॥ દીઠો ॥ ૧ ॥ પાયે ઘુઘરીઓ રણુઝણેરે ॥ કાંઇ ઝાંઝરનો ઝમકાર ॥ નર નારી થોકે મળીરે ॥ કાંઈ ગાતી જીન ગુણ ગાન ॥ દીઠો ॥ ૨ ॥ ભક્તિ રસે ભગવંતનીરે

સ્યણુ સિંહાસન ઠામ ॥ રત્ન કનક મણી કળશા ધરીરે ઈંદ્ર નવણુ કરાવે તામ ॥ દીઠો ॥ ૩ ॥ દીઠો દીઠોરે દાદાનો દેદાર ॥ દીઠો દીઠોરે વહાલાનો દેદાર લાગ્યો લાગ્યોરે મીઠો મનોહાર ॥

## ગાયન.

હું વાત કહું ઉભા રહોને પ્રભુજી ॥ હાંરે હુંતો તુમ દરશણુ વિના મુંઝી ॥ હું ॥ મારારે સમ મારા સનમુખ આવો ॥ હાંરે હુંતો પાપ કર્મથી ધ્રુજી ॥ હું ॥૧॥ ધ્યાન ધરીને શું તાનમાંરે જાઓ છો ॥ હારે નથી દેતા જવાબ મન મુકી ॥ હું વાત કહું ઉભા રહોને પ્રભુજી ॥૨॥

## ગાયન.

આજ આણુંદ થયો આજ આણુંદ થયો ॥ પ્રેમના વાદળ વરસ્યાં દહાડો સફળ થયો ॥ પ્રભુ તુજ મુરતિ મોહનગારી, લાગે છે મુજને અતિ પ્યારી ॥ તુજ દર્શનની જાઉં બલીહારી ॥ આજ આણુંદ થયો ॥ ૧ ॥ પ્રભુ સમવસરણાં બીરાજે છે ॥ જશ ચોત્રીસ અતિશય છાજે છે ॥ ગુણુ પાંત્રીશ વાણીએ ગાજે છે ॥ આજ આણુંદ થયો ॥ ૨ ॥

## ગાયન.

બેની આવો પૂજામાં વેલાં આવોને, બેની સરખી સાહેલી સાથે લાવોને ॥ મંગળ તુર બજાવત આવો ॥

ગાવો મંગળ ગીત ॥ સુંદર એ શ્રાવકની કરણી ॥ એ જીન શાસન રીત ॥ એની આવો ॥ ૧ ॥ હાંહાંરે એની આવો પૂજામાં વેલા આવોને ॥ સુંદર મનોહર મૂરતી પ્યારી, જાણ્યે ઉગ્યો ભાણ ॥ ભવ્ય કમળ પડી બોધતારે વર્ત્યો જય જયકાર ॥ એની આવો ॥ ૨ ॥

## ગાયન.

તુમસેં લગન લાગી આજ ॥ પ્રભુ તોરા સમવસરણમાં ॥ બેઠી છે પરખદા બાર ॥ પ્રભુ ॥ જોજન વાણી સુણાય ॥ પ્રભુ. ॥ ઇંદ્રાણી ગુણ ગાય ॥ પ્રભુ ॥ નવ નવ નાટક થાય ॥ પ્રભુ ॥ સાખી--રૂપાગઢ રળીઆમણો ॥ કંચન કાંગરા સાર ॥ સોનાગઢ સોહામણો ॥ કાંગરા રત્ન સમાન ॥ પ્રભુ તોરા ॥ સાખી—રત્નનો ગઢ ત્રીજો કહ્યો ॥ કાંગરા મણી મય સાર ॥ ઉપર મણી મય પીઠીકા તિહાં બેઠા ત્રીભુવન નાથ ॥ પ્રભુ તોરા ॥ સમવસરણમાં તુમસે લગન લાગી આજ ॥ પ્રભુ તોરા ॥

## સ્તવન.

જયો જીન શ્રી નમી સ્વામી ॥ જયો જીન શ્રી નમીસ્વામી ॥ લહ્યુ નામ કર્મને વામી ॥ જયો જીન શ્રી નમીસ્વામી ॥

**સાખી**—તુજ દરિસણ દુર્લભ સહી દરીસણ રીતે દેવ ॥ એકવાર જો તે મીલે ॥ મીલે મુક્તિ તતખેવ. ॥ દેશી ॥

કિસી રીતે રહું પામી ( ૨ ) સુણો દેવ અંતરના જામી ॥ જયો ૧ ॥ સાખી--પૂજન વિધિથી પૂજતાં, અમૃત કીરીયા પ્રમાણ ॥ ધન્ય ધન્ય તેતો નરા ॥ કરે ઉગમતે ભાણુ ॥ દેશી ॥ થશે તે મુક્તિના ગામી ( ૨ ) સુખ સુર લોકના પામી ॥ જયો. ॥ ૨ ॥ સાખી–બને નહિ તેહવી ભક્તિ ॥ અમથી હે પ્રમેશ ॥ તોપણ ઈચ્છા ધારીએ ॥ મનમાં તે હુમેશ ॥ દેશી ॥ કહે રવી દર્શનના કામી ( ૨ ) શું મંગળમાળ આ જામી ॥ જયો. ૩ ॥

## શ્રી શત્રુંજયનું સ્તવન.

એણે ડુંગરીઆના ઝીણી ઝીણી કોરણી ॥ ઉપર શીખર બીરાજે મોરા રાજીંદા ॥ સિદ્ધાચલના વાસી પ્યારા લાગે મોરા રાજીંદા ॥ એને ગિરિ સાધુ અનંતા સિદ્ધા ॥ કેહેતા પાર ન આવે ॥ મોરા રાજીંદા ॥ ઉંચા દેરા આદીનાથનારે ॥ ઉગમણે દરબાર ॥ મોરા રાજીંદા ॥ કાને જી કુંડલ હેમનારે ॥ મસ્તકે મુગટ બીરાજે ॥ મોરા રાજીંદા બાહે બાજુબંધ બેરખારે ॥ કંઠે નવશેરો હાર ॥ મોરા રાજીંદા ॥ હાથની કલ્લી હીરે જડીરે ॥ સકલ બાંજોરૂ સાર ॥ મોરા રા૦ ॥ કેડે કંદોરા હેમનારે ॥ ઘુઘરીએ ઘમકાર ॥ મોરા રાજીંદા ॥ દાંત સોહે દાડમ કળીરે ॥ હોઠે પ્રવાળીનો રંગ ॥ મોરા રાજીંદા ॥ ચુવાજી ચંદન અરગજારે ॥ કેશર તીલક બીરાજે ॥ મોરા રાજીંદા ॥

ચૌમુખ બિંબ અનુપમ છાજે ॥ સુખ દીઠે દુઃખ ભાંજે ॥ મેરા રાજીંદા ॥ જ્ઞાન વિમલ પ્રભુ એણીપેરે ભાવે ॥ ભવોભવ પાર ઉતારો ॥ મેરા રાજીંદા ॥

## વીર પ્રભુનો ચુડો.

તારા મુખડા ઉપર જાઉં વારીરે ॥ વીર મારા મન માન્યા ॥ તારા દર્શનની બલીહારીરે ॥ વીર૦ ॥ મુઠી બાકુલા માટે આવ્યારે ॥ વીર૦ ॥ પાયે કીધી ઝાંઝરની જેણુરે ॥ વીર૦ ॥ માથે કીધી મુગટની વેણુરે ॥ વીર૦ ॥ પ્રભુ શાસનનો એક રૂડોરે ॥ વી૦ ॥ મેં તો પેહેર્યો તારા નામનો ચુડોરે ॥ વીર૦ ॥ એ ચુડો સદાકાલ છાજેરે ॥ વીર૦ ॥ મારે માથે વીર ધણી ગાજેરે ॥ વીર૦ ॥ મને આપી જ્ઞાનની હેલીરે ॥ વીર૦ ॥ પહેલા થયા ચંદનબાલા ચેલીરે ॥ વીર૦ ॥ એને ઓઘો મોહપતિ આલેરે ॥ વીર૦ ॥ મને આપી જ્ઞાનની એલીરે ॥ વીર૦ ॥ બીજા થયા મૃગાવતી ચેલીરે ॥ વીર ॥ તિહાં મહાવીર વિચરતા આવ્યારે ॥ વીર૦ ॥ તિહાં દેશના અમૃત ધારારે ॥ વીર૦ ભવિ જીવને ઉપગાર કીધારે ॥ વીર૦ ॥ ચાંદો સૂર્ય મૂલ વિમાને આવ્યારે ॥ વીર૦ ॥ ચંદન બાલા ઉપાસરે આવ્યારે ॥ વીર૦ ॥ ચાંદો સૂર્ય આથમીને ગયારે ॥ વીર૦ ॥ મૃગાવતી ઉપાસરે આવ્યારે ॥ વીર૦ ॥ ગુરૂણીજી બાર ઉઘાડોરે ॥ વીર૦ ॥ એને આવતા સપ

દીઠારે ॥ વીર૦ ॥ ગુરૂણીજીનો હાથ ઉંચો કીધોરે ॥ વીર૦ ॥ ગુરૂણીજી ઝબકીને જાગ્યારે ॥ વીર૦ ॥ તને એશું કેવળ દીસેરે ॥ વીર૦ ॥ ગુરૂણીજી તુમારે પસાએરે. ॥ વીર૦ ॥ ચંદનબાલા ચેલીને ખમાવીરે ॥ વીર૦ ॥ તિહાં ખામતાને કેવળ પામ્યારે ॥ વીર૦ ॥ ગુરૂણીજી ચેલી મોક્ષ ગયારે ॥ વીર૦ ॥ તેમ પદ્મવિજય ગુણ ગાયારે. ॥ વીર૦ ॥

## સ્તવન.

ઉંચુ તે ઉંચુ ઉંચેરૂં સાહેલડીઆ ॥ ઉંચુ પ્રભુજીનું દ્વારરે ગુણ વેલડીઆં ॥ એ આંકણી ॥ શ્રી સ્થંભન પ્રભુ પાર્શ્વનીરે સાહેલડીયા ॥ મુર્તિ અતિ મનોહારરે ગુણ વેલડીઆ ॥ શ્રી અભયદેવ સૂરીશ્વરૂંરે સાહેલડીયાં ॥ રોગે ગ્રહ્યો તસ દેહરે ગુણ વેલડીઆં ॥ ૧ ॥ જેહના નમનનાં નીરથીરે સાહેલડીયાં ॥ રોગ ગયો તત્ખેવરે ગુણ વેલડીઆં ॥ તે પ્રભુ સ્થંભન તીરથે સાહેલડીઆં ॥ રત્નમય મુર્તિ સારરે ગુણ વેલડીઆં ॥ ૨ ॥ ભવિ જીવના ભય ભાંજતારે સાહેલડીઆં ॥ વરતાવે જય જયકારરે ગુણ વેલડીઆં ॥ સમય સમય નમું તેહનારે સાહેલડીઆં ॥ પદ પંકજ મનોહારરે ગુણ વેલડીઆં ॥ ૩ ॥

## સ્તવન.

સ્વસ્તી શ્રી સ્થંભનપુરેરે લોલ ॥ સોહે શ્રી સ્થંભન પાસ મારા વાલા ॥ [illegible]:તું મુજ સાહિબારે લોલ

મુજ વિનંતિ ચીત્ત ધાર મારા વાલા ॥ તારજે તું મુજ સાહિબારે લોલ ॥ એ આંકણી ॥ મુજ અવગુણ જોતાં થકાંરે લોલ ॥ ન આવે તુમને મહેર ॥ મારા વાલા ॥ પણ ગીરૂઆ ગંભીરછોરે લોલ ॥ જેહવી શાયર લહેર ॥ મારા વાલા ॥ તારજે ॥ ૧ ॥ પાંચમેઆરે તું મળ્યોરે લોલ પ્રગટયો છે પુણ્ય નિધાન ॥ મારા વાલા ॥ ધન્ય ઘડી દિન માહરોરે લોલ ॥ ધન્ય ધન્ય મુજ અવતાર ॥મારા વાલા ॥ હવે ન છોડું તારી ચાકરીરે લોલ ॥ હવે ન છોડું તારો છેડલોરે લોલ ॥ ૨ ॥ તુજ મુખ કમળે મોહીર્યુરે લોલ ॥ મુજ મન ભ્રમર સમાન ॥ મારા વાલા ॥ આંખડી કામણ ગારડીરે લોલ ॥ નીલવર્ણ મનોહાર ॥મારા વાલા તારજે ॥ ૩ ॥ દરશન ત્રણ કાળ તાહરૂંરે લોલ ॥ કરતાં આણંદપૂર ॥ મારા વાલા ॥ દ્રવ્યથી તો હું દૂરછુંરે લોલ ॥ પણ ભાવથી આપ હજુર ॥ મારા વાલા તારજે ॥ ૪ ॥ દયા કરીને હવે દીજીએરે લોલ ॥ સેવકને સમકીત દાન ॥ મારા વાલા ॥ અનુત્તર દેવ પણ ચાહતાંરે લોલ ॥ સૌભાગ્ય લક્ષ્મી સુખકાર ॥મારા વાલા ॥ હવે ॥ ૫ ॥

## ગાયન.

એની આવોને આ પૂજા ભણાવવા સ્નેહથીરે ॥ વાલી લાગે મૂને જૈનધર્મની રીત ॥ એની આવોને ॥ સાખી—ધર્મ ધર્મ ઢુંઢે સહુ ॥ ધર્મનો જાણે ન મર્મ,

અજ્ઞાન વસેં જગ જીવડાં ॥ બાંધે બહુલાં કર્મ ॥દેશી॥ બેની તત્વ વિચારી જૈનધર્મ તુમે આદરોરે ॥ જેથી પામો તમે સીવસુંદરી વરમાલ ॥ બેની આવોને ॥ ૧ ॥ સાખી— સર્વ ધર્મ માંહે કહ્યો, જૈનધર્મ પ્રધાન ॥ તેમાં દેવ અરિહંત છે ॥ ભવ જળ તારણ નાવ ॥ દેશી ॥ બેની ભક્તિ યુક્તિ શક્તિથી તુમે શેવજોરે ॥ જેથી પામો તુમે ભવજળધીનો પાર ॥ બેની આવો ॥ ૨ ॥ સાખી— એ જીનની સેવા વિના ॥ ભર્મીઓ કાળ અનંત ॥ હવે જગ તારણ તું મિલ્યો ॥ કરો મુજ કર્મનો અંત ॥ દેશી ॥ બેની એ પ્રભુનો ઉપગાર કદી ન વિસારીએરે ॥ માગો ત્રીકરણ યોગે પ્રભુ ચરણની સેવ ॥બેની આવોને ॥૩॥

## ગાયન.

આદિ જીણંદા હોકે હું તુજ વંદુ મારા લાલ ॥ મુરત મોટી હોકે મોહનગારી મારા લાલ ॥ કેશર ચંદન હોકે કુમ કુમ ઘોળી મારા લાલ ॥ પૂજવા ચાલી હોકે સુંદરી ભોળી મારા લાલ ॥ ૧ ॥ પાંચ વરણના હોકે ફૂલ મગાવો મારા લાલ ॥ ફૂલ મગાવી હોકે હાર ગુંથાવો માર લાલ ॥ હાર ગુંથાવી હોકે પ્રભુ કંઠે ઠવો મારા લાલ ॥ પ્રભુ કંઠે ઠવો હોકે ભાવના ભાવો મારા લાલ ॥ ૨ ॥ ભાવના ભાવો હોકે સનમુખ જુવો મારા લાલ, સનમુખ જોઈને હોકે નાટક કરીએ મારા લાલ ॥ નાટક

કરીને હોકે કર્મ ખપાવો મારા લાલ ॥ કર્મ ખપાવી હોકે સીવસુખ પામો મારા લાલ ॥ ૩ ॥

## ગાયન.

ડંકો વાગ્યોને સંઘ ઉપડયો ઝરમરીઆ ઝાલા ॥ સંઘ ચાલ્યો સિદ્ધાચળની વાટરે ઝરમરીઆ ઝાલા ॥ પહોચ્યો છે પાલીતાણા શહેરરે ઝરમરીઆ ઝાલા ॥ ચઢયો છે ગીરી કેરી પાગરં ઝરમરીઆ ઝાલા ॥ડંકો ૧॥ ઉતર્યો છે દાદાને દરબારરે ઝરમરીઆ ઝાલા ॥ વાંદ્યા છે આદીજીણંદરે ઝરમરીઆ ઝાલા ॥ મોહ ને કર્યો ચકચુરરે ઝરમરીઆ ઝાલા મોહ તે ઓળાખોળા પાથરે ઝરમરીઆ ઝાલા ॥ ડંકો ॥ ૨ ॥ જગમાં મોહ છે બળવંતરે ઝરમરીઆ ઝાલા ॥ તેહુનો પ્રભુ કરે અંતરે ઝરમરીઆ ઝાલા ॥ હરિ હરાદિક દેવરે ઝરમરીઆ ઝાલા મોહથી પડયાં તતખેવરે ॥ ઝરમરીઆ ॥ ડંકો ॥ ૩ ॥ મોહનાં પાંચ છે બાણુરે ॥ ઝરમરીઆ ॥ એક નારીને બીજો કામરે ॥ ઝરમરીઆ ॥ એહુને કરો તુમે દૂરરે ॥ ઝરમરીઆ ॥ જેહુથી લહો સીવપુરરે ॥ ઝરમરીઆ ઝાલા ॥ ડંકો ॥૪॥

## ઠુમરી.

રખે નાચતાં પ્રભુજી આગે લાજ આણો—એ આંકણી ॥ લાજે વિણસે કાજ કેઈનાં ॥ જીવ અનંતકાળ અથડાણો ॥ રખે ॥ ૧ ॥ ઇંદ્રહી નાચે ચંદ્રહી નાચે ॥

નાચે વિદ્યાધર રાય રાણો ॥ રખે ॥ ૨ ॥ રૂપચંદ કહે નાથ નીરંજન ॥ સાચો સદા સુખ એ જાણો ॥રખો॥ ૩॥

## શ્રી રીખબદેવજીનું સ્તવન.

મનુ પ્યારા મનુ પ્યારા ॥ રીખવદેવ મનુ પ્યારા મનુ પ્યારા ॥ એ આંકણી ॥ પ્રથમ તીર્થંકર પ્રથમ નરેશ્વર ॥ પ્રથમ યતિવ્રત ધારા ॥ રીખવ ॥ ૧ ॥ નાભીરાયા મરૂદેવીકો નંદન ॥ યુગલા ધર્મ નીવારા ॥ રીખભ ॥ ૨ ॥ કેવળ લઈ પ્રભુ મુકતે પહોંચ્યા ॥ આવાગમનની વારા ॥ રીખભ ॥ ૩ ॥ આનંદઘન પ્રભુ ઈતની વીનંતી ॥ આ ભવ પાર ઉતારા ॥ રીખભ ॥ ૪ ॥

## સ્તવન.

માહરા સામળીઆની વાતરે હું કેને પુછું ॥ મહારા ॥ જેને પૂછું તે દૂર બતાવે, પીયા બીન રહ્યો ન જાયરે ॥ હું ॥ મારા ॥ ૧ ॥ તોરણ આવી ચલે રથ ફેરી, પશુઆનો સુણીય પોકારરે ॥ હું ॥ મારા ॥ ૨ ॥ આંબા મોર્યા કેશુડા ફૂલ્યાં, આવ્યો માસ વસંતરે ॥ હું ॥ મારા ॥૩॥ દાદુર મોર બપૈયાંરે બોલે, કોયલ શબ્દ સુણાયરે ॥હું॥ મારા ॥ ૪ ॥ ઝરમર ઝરમર મેહુલો વરસે ॥ બુંદ પડે રંગ રોલરે ॥ હું ॥ મારા ॥ ૫ ॥ લખ્યો સંદેશો પીયા મીલવેકો, કોઈ આ બતાઉ ન જાયરે ॥ હું ॥ મારા ॥ ૬ ॥

શિદ્ધિ કુસલ બુધ શીષ્ય એમ જંપે ॥ વલ્લભ ધ્યાન ધરંતરે ॥ હું ॥ મારા ॥ ૭ ॥

## ખ્યાલ રાગ સ્તવન પદ.

વીર વીના વાણી કોણ સુણાવે ॥ કોણ સુણાવે કોણ બતાવે ॥ વીર ॥ જબથેં વીર ગયે શીવમંદીર ॥ તબ મેરો સાંસો કોણ મીટાવે મીટાવે ॥ વીર ॥ ૧ ॥ તુમ વિના ચઉવીહ સંઘ કમળ દળ ॥ વીકસીત કોણ કરાવે કરાવે ॥ વીર ॥ ૨ ॥ કહે ગૌતમ ગણધર તુમ વીરહે ॥ જીનવર દીનકર જાવે જાવે ॥ વીર ॥ ૩ ॥ મોકું સાથ લઈ કયુ ન ચલેં ॥ ચીત અપરાધ ધરાવે ધરાવે ॥ વીર ॥ ૪ ॥ ઈમ પર ભાવ વિચારી અપનો ॥ ભાવશું ભાવ મીલાવે મીલાવે ॥ વીર ॥ ૫ ॥ સમવસરણમેં બેઠે તખત પર ॥ હુકમ કોણ ફરમાવે ફરમાવે ॥ વીર ॥૬ ॥ વીર વીર લવતે વીર અક્ષર ॥ અંતર તિમીર હરાવે હરાવે ॥ વીર ॥ ૭ ॥ ઈંદ્રભૂતિ અનુભવકી લીલા ॥ જ્ઞાનવીમળ ગુણ ગાવે હો ગાવે ॥ વીર ॥ ૮ ॥ સકળ સુરાસુર હરખીત હોવે ॥ જુહાર કરણકુ આવે હો આવે ॥ વીર ॥ ૯ ॥

## ગાયન.

ગીરીરાજકું હમારી વંદનારે ॥ જીનરાજકું હમારી વંદણા ॥ ભવદુખ વારણ શીવસુખ કારણ ॥ દેખત ભવ નહી ફંદનારે ॥ ગીરીરાજ ॥ ૧ ॥ નાભીરાયા મરૂદેવીકો

નંદન ॥ પ્રણમું રીખભ જીણંદનારે ॥ ગીરીરાજ ॥ ૨ ॥
નિસિવાસર પ્રભુ ધ્યાન તમારો ॥ જીમ ચાતક દીલ ચં-
દનારે ॥ ગીરીરાજ ॥ ૩ ॥ ચતુર કુશળ કહે શરણુ તુમારો
સીદ્ધગીરી કર્મ નીકંદનારે ॥ ગીરી ॥ ૪ ॥

## ગાયન.

તને હસી હસીને સમજાવુંહો ચેતન ચેતોરે ॥ તને
સાન કરી શીખલાવું હો ॥ ચેતન ॥ તને વાતો કરીને
બતલાવું હો ॥ ચેતન ॥ એ આંકણી ॥ ઉપશમના બજા-
રમાંરે ॥ જ્ઞાન રત્ન વેચાય ॥ ગ્રાહકતો મળશે ઘણારે ॥
તેનાં મૂલ મોંઘેરા થાય ॥ ચેતન ॥ ૧ ॥ વીષય નારી રં-
ગસુંરે ॥ નિશિદીન રહ્યોરે લોભાય ॥ સુમતિ નારીને
ભોગવેરે ॥ તેહનું જીવતર લેખે થાય ॥ ચેતન ॥ ૨ ॥
અંજલી જળ જયું આઉખુંરે ॥ ને તૃષ્ણા ન સમાય ॥
બાજીગર બાજી રચીરે ॥ તું તો જાણ્ય એવો સંસાર
॥ ચેતન ॥ ૩ ॥ શ્રી ગોડીચા રાયજીરે ॥ ચરણે લાગું
પાય ॥ રૂપવિબુધ કવી રાયનોરે ॥ તારે નામે નવનીધી
થાય ॥ ચેતન ॥ ૪ ॥

## સ્તવન પદ.

કેશરીયાસેં લાગ્યો મોરો ધ્યાનરે ॥ બીજુ મુને
કાંઈ ન ગમે છે ॥ નાભી નૃપ મરૂદેવીકો નંદન ॥ તુમ
પદ જીસા ખુરબાનરે ॥ બીજુ ॥ કેશરીયા ॥ ૧ ॥ મનુષ્ય

પાંચશેં માન મનોહર ॥ કાયા કંચન વાનરે ॥ બીજુ ॥ કેસરીયા ॥ ૨ ॥ યુગલા ધર્મ નિવારણ સાહિબ ॥ રાજેશ્વર રાજાનરે ॥ બીજુ ॥ કેશરીયાસેં ॥ ૩ ॥ રૂષભદાસકી આશા પુરજો ॥ સેવક અપના જાણુરે ॥ બીજુ ॥ કેશરીયાસેં ॥ ૪ ॥

## ગાયન.

દેરાશર વાગે છે વાંસળીરે ॥ ઉપાશ્રય પડીયા નીશાણ હો લાલ ॥ ઘરમાં ઘડીએ નથી ગોઠતુંરે ॥ ધરીયે સિદ્ધચક્રનું ધ્યાન હો લાલ ॥ ઘરમાં ॥ ૧ ॥ એ આંકણી ॥ કાડીયા તેર આડાં પડેરે ॥ રાગ દ્વેષ દોય પાશ હો લાલ ॥ ચાર કષાય ચોર મોટકારે ॥ લુંટે ધર્મના સ્થાન હો લાલ ॥ ઘરમાં ॥ ૨ ॥ મોહ માયા મચ્છર કુરીરે ॥ ભરીયો સંસાર અસાર હો લાલ ॥ લઘુ કર્મી જીવ હોયશેરે ॥ થાશે શીવસુંદરી ભરતાર હો લાલ ઘરમાં ॥ ૩ ॥ જેમ શ્રીપાળને મયણાસુંદરીરે ॥ ધર્યું નવપદનું ધ્યાન હો લાલ ॥ નવ ભવ નર સુર સુખ લહીરે ॥ લીધું ત્રીભુવનનું રાજ હો લાલ ॥ ઘરમાં ॥ ૪ ॥

## દેશી.

મહોલ પધારો મહારાજ ॥ નેમ પ્રભુ મહોલ પધારો ॥ રાજુલ જોવે છે વાટ ॥ નેમ પ્રભુ મહોલ પધારો ॥ ૧ ॥ અમને મુકી ગયા નીરધાર ॥ નેમ પ્રભુ

મહોલ પધારો ॥ અમને મુકી ચાલ્યા ગીરનાર ॥ નેમ પ્રભુ મહોલ પધારો ॥ ૨ ॥

## દેશી.

વારી હવે નહિ માનું દુજા દેવનેરે ॥ સાચી સાચી જીણંદ તોરી પ્રીત મોરે લાલ ॥ હવે નહિ ॥ વારી આશા કરીને અમે આવીયારે ॥ હવે લીધા વિના નહિ જાઉં મોરા લાલ ॥ હવે નહિ ॥ વારી ભાવે તે જીનવર પૂજીયેરે ॥ વારી ભાવે તે દીજે દાન મોરે લાલ ॥હવે નહિ॥

## દેશી.

અજીત જીનેશ્વર સાહીબારે લોલ ॥ વીનતડી અવધાંર મહારા વહાલાજીરે ॥ હવે નહિ છોડું તારી ચાકરીરે લોલ ॥ એ આંકણી ॥ તું મન રંજન માહરોરે લોલ ॥ દીલડાનો જાણણહાર મહારા વહાલાજીરે ॥હવે॥ પંચમે આરે તું મળ્યોરે લોલ પ્રગટયાં છે પુણ્ય નીધાન માહારા વહાલાજીરે ॥ હવે ॥

## દેશી.

આ સરસ્વતિ સ્વામીને વીનવું ॥ હસી બોલોને ॥ આ સદ્ગુરૂ લાગુ પાય ॥ અંતર ખોલોને ॥ તુમ દર્શન વિના હું ભમ્યો ॥ હસી બોલોને ॥ હવે મહેર કરી મહાશય ॥ અંતર ખોલોને ॥ આવ્યાને ઉવેખશો ॥ હસી બોલોને ॥ આતો કેમ રહેસે લાજ ॥ અંતર ખોલોને ॥

## દેશી.

મોરલી તે ચાલી રંગ રૂશણેરે ॥ કોણ મનાવા જાય ॥ રંગ મોરલી ॥ જાસે રીખભદેવ એકલારે ॥ અજીતનાથના મીઠડાં બોલ ॥ રંગ મોરલી ॥ સંભવનાથની વાળી હું તો નહી વળુંરે ॥ હું તો મારે સિદ્ધાચળ જઈશ ॥રંગ મોરલી ॥ મોરલી તે ચાલી રંગ રૂશણેરે ॥ કોણ મનાવા જાય ॥ રંગ મોરલી ॥

## અષ્ટ પ્રકારી પૂજાનાં ગાયનો.

આજ કાલ્ય જઈશું સાહેલી—એ દેશી.

સરખી સાહેલી સાથે ચાલો સાહેલી ॥ ન્હવણ કરવાં જીન અંગરે ॥ જલપૂજા કરીએ સાહેલી ॥ એ આંકણી ॥ સુગંધમય જળ વાસીને સાહેલી ॥ ન્હવરાવે જીનરાયરે ॥ જળપૂજા ॥ તસ ત્રીભુવન જસ વિસ્તરે સાહેલી ॥ દુર્ગંધા દૂર જાયરે ॥ જળપૂજા ॥ ૧ ॥ મલીન વસ્તુ નિર્મલ કરે સાહેલી ॥ એ સ્વભાવ જળમાંહીરે ॥ જળપૂજા ॥ જળશું જીનવર પૂજતાં સાહેલી ॥ આતમ નિર્મળ થાયરે ॥ જળપૂજા ॥ ૨ ॥ ન્હવણ પૂજા કરતાં થકાં સાહેલી ॥ પામી અવીચળ ધામરે ॥ જળપૂજા ॥ તેહના નામ તુમે સાંભળો સાહેલી ॥ સોમેશ્વરી દ્વીજ નારરે ॥ જળપૂજા ॥ ૩ ॥

## બીજી ચંદન પૂજા.

( વીરજીણંદ જગત ઉપગારી–એ દેશી )

ચાલો બેની આપણ સહુએ ॥ ચંદનપુજા કરીએજી ॥ એ આંકણી ॥ શીતળ ગુણ તે જેહમાં વસીઓ ॥ શીતળ જીનવર અંગજી ॥ આતમ શીતળ કરવા કારણ ॥ ચરચો અધીક ઉમંગજી ॥ ચાલો બેની ॥ ૧ ॥ દ્રવ્ય થકી કેસર ચંદન ઘસીએ ॥ ભાવ થકી બહુ માનજી ॥ ત્રીકરણ યોગે પ્રભુને પુજી ॥ કર્મ ચુરણ કરો આજજી ॥ ચાલો બેની ॥ ૨ ॥ જેમ જયસુરને સુભમતિ પામ્યા ॥ દંપતી પદ નિર્વાણજી ॥ તેમ ભવિ ચંદનપુજાથી પામો ॥ શીવરમણી ગુણખાણજી ॥ ચાલો બેની ॥ ૩ ॥

## ત્રીજી પુષ્પ પૂજા.

પુજીએ પુજીએ પુજીએરે જીનરાજ પુજીને લાહો લીજીએ ॥ એ આંકણી ॥ સરસ સુગંધ કુશુમ વરજાતી ॥ પદમ મલ્લિકા ને મોગરેરે ॥ જીન ॥ દમણો મરૂઓ વર સહકારે ॥ ચંપક મંદાર ને ડોલરેરે ॥ જીનરાજ ॥ ૧ ॥ જાઈ જુઈને કેતકી જાસુદ ॥ ગુલાબ મચકુંદ જાતીએરે ॥ જીન ॥ હાર તોરા ને કલગી કરીને ॥ પુજીએ પ્રભુ બહુ ભાતીએરે ॥ જીન ॥ ૨ ॥ જેમ લીલાવતી પુષ્પ પુજાથી ॥ પામી પરમાનંદનેરે ॥ જીન ॥ તેમ ભવિ ભાવે કુસુમ પુજાથી ॥ લહો સીવ સુખ આનંદનેરે ॥ જીન ॥ ॥ ૩ ॥

## ચોથી ધુપ પૂજા.

આવો આવોને સાહેલીઓ જીરે ॥ ધુપ પુજા કરો સારરે ॥ આવો આવોને સાહેલીઓ જીરે ॥એ આંકણી॥ ધુપ ઘટા પ્રગટાવીએ જીરે ॥ ધરીએ જીન વામાંગરે ॥ આવો ॥ અંગર તગર સુગંધથીજી રે ॥ કષ્ણાગરૂ ને દશાંગરે ॥ આવો આવો ॥ ૧ ॥ દ્રવ્યથી ધુપની પુજના જીરે ॥ ભાવથી નિર્મલ ધ્યાનરે ॥ આવો ॥ કરતાં કર્મ દૂરે ટળે જીરે ॥ પામે કેવળજ્ઞાનરે ॥ આવો આવો ॥૨॥ ભવ સાતમે સિદ્ધી વર્યાજીરે ॥ વીનયંધર ભુપાલરે ॥ આવો ॥ એમ ભવિ ભાવે આદરો જીરે ॥ પામો સૌભાગ્ય વિશાળરે ॥ આવો આવો ॥ ૩ ॥

## પાંચમી દીપક પૂજા.

( કોયલ ટહુકે રહી મધુવનમેં-એ દેશી )

દીપકજ્યોતિ બની નવરંગા ॥ દીનદયાલકે દાહીણ અંગા ॥ એ આંકણી ॥ જીનઘર જઈએ દીપક ધરીએ ॥ કેવલજ્ઞાન ને સીવસુખ વરીએ ॥ સુદ્ધ દશા ચેતનકું પ્રગટે ॥ સોકુ તિમિર સવી દૂરે કરીએ ॥ દીપક ॥ ૧ ॥ ચિદાનંદ ઝક ઝોલ ઘટામેં ॥ સહજ આણંદ પુર ભરીએ ॥ જીમ જીનમતિ ધનસિરી દોય પામી ॥ તીમ દીપક પુજનસેં સીવ ગામી ॥ દીપક ॥ ૨ ॥

## છઠ્ઠી અક્ષત પૂજા.

( ધન ધન તે જગમેં નરનાર ॥ સીદ્ધાચલકે જાનેવાલે–એ દેશી )

ચાલો ચાલો બેની આજ અક્ષત પુજા કરીએ ॥ અક્ષત પુજા કરીએ બેની ભવસાયરને તરીએ ॥ ચાલો ચાલો બેની આજ અક્ષત પુજા કરીએ ॥ એ આંકણી ॥ અક્ષત ઉજ્વલ તંદુલ ધરીએ ॥ અક્ષય પદને લહીએ ॥ અષ્ટ કર્મને દૂર કરીને ॥ અષ્ઠમી ગતીને વરીએ ॥ચાલો ચાલો ॥ ૧ ॥ દ્રવ્ય ભાવથી પુજા કરીએ ॥ કર્મ અરી-ગણુ દમીએ ॥ જીમ તીરી ભવમાં કીરયુગળને ॥ તિમ સીવનારી ગ્રહીએ ॥ ચાલો ચાલો ॥ ૨ ॥

## સાતમી નૈવેદ્ય પૂજા.

બલીહારી બલીહારી જગનાથ હો જાઉં તોરી ॥ એ દેશી ॥ છબી ન્યારી છબી ન્યારી જીનરાજ હો પ્રભુ તોરી ॥ સાંતિજીન સાંતી સેવક દીજીએજી ॥ એ આંકણી ॥ મુર્તિ તુમ મોહનગારી ॥ મુજ મન લાગે પ્યારી ॥ કાલ અનાદીના અઘહારી ॥ જીનરાજ ॥ ૧ ॥ લાખ ચોરાશી ભમીયો ॥ ભમતા પ્રભુ તુહું મળીયો ॥ અબ મેં છોડું મા આ વારી ॥ જીનરાજહો ॥ ૨ ॥ નૈવેદ્ય પુજા ભારી ॥ થાળ ભરી લાવે નર નારી ॥ જેમ ભુપ હલી સાતમે સીવનારી ॥ જીનરાજહો ॥ ૩ ॥

## આઠમી ફળ પૂજા.

વારી સરસ્વતિ સ્વામીની વીનવુંરે ॥ વારી જીન પદ લાગુંજી પાય મોરા લાલ ॥ હવે ન નમું દુજા દેવનેરે ॥ સાચી સાચો જીનંદ તોરી પ્રીત મોરા લાલ ॥ હવે ન નમું દુજા દેવનેરે ॥ એ આંકણી ॥ વારી ફલ પુજા ભાવે કરીરે ॥ વારી ફળથી સીવસુખ થાય મોરા લાલ ॥ હવે ન નમું ॥ ૧ ॥ વારી દાડીમ દ્રાક્ષને નીમજાંરે ॥ વારી ચુય ફળ નારંગી સાર મોરા લાલ ॥ હવે ન નમું ॥ વારી જમરૂખ તરબુજ અંજીરારે ॥ વારી ફનસ પપૈયાં ધાર મોરા લાલ ॥ હવે ન નમું ॥૨॥ વારી અખોડ બદામ પુંગી ફલારે ॥ વારી ઉત્તમ શ્રીફળ લાવ મોરા લાલ ॥ વારી કીરયુગલ નારી દુર્ગતાંરે ॥ વારી ફળથી વર્યા શીવનાર મોરા લાલ ॥ હવે ન નમું ॥ ૩ ॥



# ॥ નવ પદની પૂજાના ગાયનો ॥

## પહેલી અરીહંત પદ પૂજા.

( પદ્મપ્રભુ પ્રાણસેં પ્યારા—એ દેશી )

મારા સમ સાંભળો સ્વામી ॥ અવધારો વીનતી મારી ॥ મુકી ગયા ભરતના વનમાં ॥ ઉદાશી થઈ રહ્યા દીલમાં ॥ મારા૦ ॥ ૧ ॥ ગુન્હો સ્યો કીધો મેં આજે, નથી બોલતાં મુજ સાથે, દયા મુજ કીજીએ ભારી ॥

સેવક જાણી તારીએ સ્વામી ॥ મારા સમ ॥ ૨ ॥ જાણ્યું પ્રભુ તુમ નીરાગી ॥ હું તો પ્રભુ તુમસે રાગી ॥ મળીઆ મુને દુષમ કાળે ॥ નહી છોડું હું આ વારે ॥ મારા સમ ॥ ૩ ॥ ભાળી મેં નેહ નજર તારી ॥ ઉગારોને આ ભવ વારી ॥ રાખુ નહિ હું હવે ખામી ॥ ભવો ભવ સેવના તારી ॥ મારા સમ ॥ ૪ ॥

## બીજી સીદ્ધ પદ પૂજા.

પ્રભુ તારો મુલક મારે જોવો છે ॥ મને એકવાર મુક્તિ દેખાડ ॥ વાલા તારો મુલક મારે જોવો છે ॥ મને ભવજળ પાર ઉતાર ॥ વાલા તારો મુલક મારે જોવો છે ॥ એ આંકણી ॥ કેવો છે કેવો છે વાલા તારો મુલક તે કેવો છે ॥ એતો જોવા જેવો છે ॥ વાલા તારો મુલક મારે જોવો છે ॥ ૧ ॥ લાખ પીસ્તાલીશ જોજન લાંબી ॥ સિદ્ધશીલા જીહાં સોહે છે ॥ વાલા ॥ જોજનને ચોવીસમે અંશે ॥ સિદ્ધને દેખી મન મોહે છે ॥ વાલા તારો ॥ ૨ ॥ જ્યોતિસ્વરૂપી પરમાનંદી ॥ નીરંજન નીરાકારી છે ॥ વાલા ॥ અકોહી અમાની અમાયી ॥ નીરાગી નીદ્વેષી છે ॥ વાલા તારો ॥૩॥ રાતે વર્ણે સિદ્ધ કહ્યાં છે ॥ અનંત ચતુષ્ટ ધારરે ॥ વાલા ॥ હસ્તીપાળ પરે ભવિ સેવો ॥ જેમ પામો સીવનારરે ॥ વાલા તારો ॥ ૪ ॥

---

## ત્રીજી આચાર્ય પદ પૂજા.

તારો તારો સૂરીજી તારો તારો સૂરીજી મોહે તારોરે ॥ હુંતો આવ્યો ગુરૂજી તુમ પાસેરે ॥ તારો તારો સૂરીજી ॥ એ આંકણી ॥ ગુરૂ છત્રીશ છત્રીશીએ સોહતારે ॥ સૂરી યુગપ્રધાન પદ ધરતાંરે ॥ સૂરી ભવ્ય કમળ પડીબોહંતારે ॥ તારો તારો ॥ ૧ ॥ સૂરી પંચ પ્રસ્થાને દીપતારે ॥ પડીરૂવાદિ ચઉદ ગુણ ધરતાંરે ॥ બાર પણ વીસ ભાવના ભાવતારે ॥ તારો તારો ॥ ૨ ॥ મન તુરંગ વશ કરી રાખ્યુંરે ॥ શ્રુત જ્ઞાનદોરીથી બાંધ્યુંરે ॥ પુરૂષોત્તમે એ પદ સાંધ્યુરે ॥ તારો તારો ॥ ૩ ॥

## ચોથી ઉપાધ્યાય પદ પૂજા.

જાજારે દૂરે દુરમતિ ॥ મને મળીઆ મહોપાધ્યાય પતી ॥ જાજારે દૂરે ॥ અબ જાગી છે મુજ શુભ મતિ, ॥ જાજારે દૂરે ॥ દ્વાદશ અંગ સજ્ઝાય કરે જે ॥ સૂત્રાર્થનું દીએ દાનરે ॥ જાજારે દૂરે ॥ મૂર્ખ શીષ્યને નીપુણ કરે જે ॥ જીનશાશન અજુવાળેરે ॥ જાજારે દૂરે ॥ ૧ ॥ સારણાદિક ગચ્છ માંહે કરતાં ॥ પણ રમતા નીજ ઘરમાંરે ॥ જાજારે દૂરે ॥ જે પરવાદી મતંગજ કેરો ॥ ભય ધરતાં નહિં મનમાંરે ॥ જાજારે દૂરે ॥ ૨ ॥ પંચમકાળે પાઠક પદને ॥ સેવો તુમે ચીત દઈનેરે ॥ જાજારે દૂરે ॥

મહેંદ્રપાળ જેમ શીવવધુ વરીઓ ॥ તેમ ભવિ શીવસુખ લહીએરે ॥ જાજારે દૂરે દૂરમતિ ॥ ૩ ॥

## પાંચમી સાધુ પદ પૂજા.

( આનંદ કંદ પુજતા જીણુંદ ચંદહું—એ દેશી )

મુણીંદ ચંદ ઈશ મોહે તાર તાર તાંર ॥ જ્ઞાનકે તરંગ ભંગ સાત જાણુકાર ॥ મુણીંદ ॥ સંતકે મહંત મુણી વૃત પંચધાર ॥ યતિ વ્રતિ સંયમી જગતકો આ-ધાર ॥ મુણીંદ ॥ ૧ ॥ સપ્ત ચાલી દોષ ટાલી લેત હેં અહાર ॥ સાત વીશ ગુણધાર આતમા ઉજાર ॥ મુણીંદ ॥ એસા ગુરૂ દેખતે હર્ષ હોય અપાર ॥ સંસાર પારાવા-રથી ઉતારવાને નાવ ॥ મુણીંદ ॥ ૨ ॥ સોહે સ્યામ રૂપસેં નિર્મલ હોય વાન ॥ કૃપાસીંધુ તુહી ગુણુકો નીધાન ॥ મુણીંદ ॥ વીરભદ્ર સાધુસેં જીનપદ સાર ॥ લેઇ મુક્તિ ભવપાર કુગુરૂ સંગ છાર ॥ મુણીંદ ॥ ૩ ॥

## છઠ્ઠી દર્શન પદ પૂજા.

( ઓછવ રંગ વધામણા પ્રભુ પાર્શ્વને નામે—એ દેશી )

દર્શનપદ છઠ્ઠે નમું તુમે સાંભળો ભવિયણ ॥ હાં હાંરે તુમે સાંભળો ભવિયણ ॥ તત્વ પદારથ નવ કહે શ્રી મહાવીર જીનવર ॥ હાં હાંરે શ્રી ॥ ૧ ॥ દેવગુરૂ ને ધ-ર્મની જે શ્રદ્ધા કરસે ॥ હાં હાંરે જે ॥ સમ્યગ્ દષ્ટી જી

વને અર્ધ પુદ્ગલ ફરશે ॥ હાં હાંરે ॥ ૨ ॥ શ્રદ્ધા વિના નહિ જ્ઞાન છે જ્ઞાન વિના નહિ ચરણા ॥ હાં હાંરે ॥ ચરણ વિણુ મુક્તિ નહી ॥ એમ ઉત્તર ઝયણા ॥ હાં હાંરે ॥ ૩ ॥ સડસઠ ભેદ છે એહુના ॥ તે નિશ્ચય નય બોલે, ॥ હાં હાંરે ॥ લક્ષણુ પંચ છે એહુનાં જે સીવસુખ જોડે ॥ હાં હાંરે ॥ ૪ ॥ સમ સંવેગ નિર્વેદના ॥ આસ્તિકય કરૂણા ॥ હાં હાંરે ॥ સીવફળ કેરા વૃક્ષના ॥ એ બીજ ભલેરા ॥ હાં હાંરે ॥ ૫ ॥ હરી વિક્રમ નૃપે સેવીયા ॥ અનુભવ રંગ ઘોલા ॥ હાં હાંરે ॥ એક મુહુર્તસમ શ્રેણીએ લહો હર્ષ કલ્લોલા ॥ હાં હાંરે ॥ ૬ ॥

## સાતમી જ્ઞાનપદ પૂજા.

( મને સંસાર સેરી વીસરીરેલોલ–એ દેશી )

મને જ્ઞાનીની ગોઠડી મીઠડીરેલોલ ॥ જેથી જાય અજ્ઞાનની ભીતીજો ॥ હાંરે ભેદ પાંચ એકાવન જ્ઞાનનારે લોલ ॥ જાણો જ્ઞાની ગુરૂની પાસ જો ॥ હાંરે મને જ્ઞા-નીની ગોઠડી મીઠડીરે લોલ ॥ ૧ ॥ એ આંકણી ॥ પેહેલું જ્ઞાનને પછે દયા કહીરે લોલ ॥ એમ સૂત્ર સિદ્ધાંતથી ધારજો ॥ હાંરે જેથી ભક્ષા ભક્ષને જાણીએરે લોલ ॥ થાય પેયાપેય વિચારજો ॥ હાંરે મને ॥ ૨ ॥ હાંરે તેહ જ્ઞાનને નિત્ય નિત્ય વંદીએરે લોલ ॥ જેહ સ્વપર પ્રકાશક ભાં-

ણજો ॥ હાંરે રવી જ્ઞાન ઉદયના તેજથીરે લોલ ॥ ઘુવડ અજ્ઞાન દૂરે જાયજો ॥ હાંરે મને ॥ ૩ ॥ પંચજ્ઞાન માહે મોટું કહ્યુંરે લોલ ॥ કેવળજ્ઞાન સદા જયકારજો ॥ હાંરે મેરૂ શશી રવી ને ઇંદ્રનીરે લોલ ॥ ઉપમા તે જ્ઞાનીને ધારજો ॥ હાંરે મને ॥ ૪ ॥ આત્મસ્વરૂપ જાણ્યા વિનારે લોલ ॥ ફરે જેમ જંગલનું રોઝજો ॥ ભવઅટવી રૂલે અ-જ્ઞાનથીરે લોલ ॥ પાર પામે થાય જ્ઞાન ઉદ્યોત જો ॥ હાંરે મને ॥ ૫ ॥ જયંત નરેશ્વર પામીયોરે ॥ અતિ અ-દ્ભુત જીન પદ સારજો ॥ હાંરે જ્ઞાન જ્ઞાની તણા બહુ માનથીરે લોલ ॥ લહ્યું શાશ્વત પદ મનોહારજો ॥ હાંરે મને ॥ ૬ ॥

## આઠમી ચારીત્ર પદ પૂજા.

ચારિત્રપદ નમો આઠમેરે ॥ જે કરે કર્મ નિરોધ સંયમ રંગ લાગ્યો ॥ રંગ લાગ્યોરે ચોલ મજીઠ સંયમ રંગ લાગ્યો ॥ એ આંકણી ॥ સતર ભેદ છે જેહનારે ॥ સીતેર ભેદ પણ થાય ॥ સંયમ રંગ ॥ બાર કષાય ક્ષય ઉપસમેરે ॥ સર્વ વિરતી ગુણ ઠાણ ॥ સંયમ રંગ ॥૧॥ સમિતિ ગુપ્તિ મહાવ્રત ધરારે ॥ દશ ખંત્યાદિ જાણ ॥ સંયમ ॥ ચારિત્ર મોહનો ક્ષય કરીરે ॥ લહ્યું સપ્તમ ગુણ ઠાણ ॥ સંયમ ॥ ૨ ॥ અનુતર સૂર સુખથી વધેરે ॥ વર્ષ સંયમ ગુણધાર ॥ સંયમ ॥ ઇંદ્રાદિક પણ સહુ ન-

મેરે ।। સંયમ પદ અભિરામ ।। સંયમ ।। ૩ ।। ચારીત્ર પદને સાધતોરે ।। વરૂણ પામ્યો ભવ પાર ।। સંયમ ।। હું પણ સંયમ સાધતાંરે ।। પામુ પદ મનોહાર ।।સં.।।૪।।

## નવમી તપપદ પૂજા.

તપ કરીએ સમતા રાખી ઘટમાં ।। રાખી ઘટમાં વાલા રાખી ઘટમાં ।। તપ કરીએ ।। કરમાં તપ તરવાર ગ્રહીને ।। લડીએ કર્મ કઠીન જટમાં ।। તપ ।। ૧ ।। કર્મ રૂખ ભંજન ગજવર જાણો ।। તીવ્ર નમો તપ એમ ઘટમાં ।। તપ ।। બાહ્ય અભ્યંતર ભેદ નિહાળો ।। તપ ઈચ્છારોધ કરી મનમાં ।। તપ ।। ૨ ।। પર પરણિતિનો ત્યાગ કરીને ।। આતમ સત્તા ધરી ચીત્તમાં ।। તપ ।। કનનકેતુ તપ પદ સેવીને ।। તિર્થંકર પદને વરીયાં ।।તપ।।।

## સાખીઓ.

સરસ્વતિ સ્વામીને વીનવું ।। જીનપદ લાગું પાય ।। પાલીતાણાનો રાજીયો ને ।। આદીનાથ કહેવાય ।। અરજ સુણો એક માહરી ।। માતા મરૂદેવીનાં જાયારે ।। તમારી કંચન વરણી કાયારે ।। તમારે ઘોરી લંછન પાયારે ।। તમે સર્વાર્થ સિદ્ધથી આવ્યારે ।। ચૈત્ર વદી આઠમે જાયારે ।। મારા બાલ પણાનાં તે બેલીરે ।। પ્રભુ મોક્ષે ગયા મને મેલીરે ।। પ્રભુને ભેટે તે ભવ દુઃખ જા

યરે ।। પ્રભુને સેવે તે સીવસુખ થાયેરે ।। પ્રભુ એકવાર દર્શન દેજોરે ।। પ્રભુ ખબર અમારી લેજોરે ।। કોઈ સાથે સંદેશો કહેજોરે ।। જીવન જાનછો, આતમારામ છો, પ્રભુ પ્રાણ છો ।। એ આંકણી ।। ૧ ।। તારંગાનો રાજીયો ।। અજીતનાથ કહેવાય ।। અરજ સુણો એક માહરી ।। માતા વિજયા રાણીના જાયારે ।। એ તો અપરાજીતથી આવ્યારે ।। તેની કંચન વરણી કાયારે ।। એને હસ્તીલંછન પાયારે ।। મારા બાલપણાના તે બેલીરે ।। પ્રભુ ।। ૨ ।। સાવથ્થી નગરીનો રાજીયો ।। સંભવનાથ કહેવાય ।। અરજ સુણો એક માહરી ।। માતા સેનાદેવીના જાયારે ।। તમારી કંચનવરણી કાયારે ।। તમારે અશ્વ લંછન પાયારે ।। મારા બાલ ।। પ્રભુ ।। ૩ ।। અયોધ્યા નગરીનો રાજીયો ।। અભિનંદન કહેવાય ।। અરજ સુણો એક માહરી ।। માતા સિધારથ દેવીના જાયારે ।। તમારી કંચન વરણી કાયારે ।। તમારે કપી લંછન પાયારે ।। મારા બાલ ।। પ્રભુ ।। ૪ ।। કોશલ્લા નગરીનો રાજીયો ।। સુમતીનાથ કહેવાય ।। અરજ સુણો એક માહરી ।। માતા મંગળાદેવીના જાયારે ।। તમારી કંચનવરણી કાયારે ।। તમારે ક્રૌંચલંછન પાયારે ।। મારા ।। પ્રભુ ।। ૫ ।। કોસંબી નગરીનો રાજીયો ।। પદ્મ પ્રભુ કહેવાય ।। અરજ સુણો એક માહરી ।। માતા સુસીમાદેવીના જાયારે ।। તમારી કસુંબા

વરણી કાયારે ॥ તમારે કમળનું લંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૬ ॥ વણારશી નગરીનો રાજીયો ॥ સુપાર્શ્વ-નાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા પૃ-થ્વીદેવીના જાયારે ॥ તમારી કંચનવરણી કાયારે ॥ ત-મારે સ્વસ્તીક લંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૭ ॥ ચં-દ્રપુરીનો રાજીયો ॥ ચંદ્રપ્રભુ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા લખમણા દેવીના જાયારે ॥ તમારી ઉજ્વલ વરણી કાયારે ॥ તમારે ચંદ્રલંછન છે પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૮ ॥ કાકંદી નગરીનો રાજીયો ॥ સુવિ-ધિનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા રામાદેવીના જાયારે ॥ તમારી શફેદવરણી કાયારે ॥ ત-મારે મગર લંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૯ ॥ ભદ્દી-લપુરનો રાજીયો ॥ શીતળનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા નંદાદેવીના જાયારે ॥ તમારી કં-ચન વરણી કાયારે ॥ તમારે શ્રી વચ્છલંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૦ ॥ સિંહપુરીનો રાજીયો ॥ શ્રી શ્રેયાં-શનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા વીષ્ણુદેવીના જાયારે ॥ તમારી કંચનવરણી કાયારે ॥ ત-મારે ખડગી લંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૧ ॥ ચં-પાપુરીનો રાજીયો ॥ વાસુપૂજ્ય કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા જયાદેવીનાં જાયારે ॥ તમારી રક્ત

વરણી છે કાયારે ॥ તમારે મહીષલંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૨ ॥ કંપીલપુરનો રાજીયો ॥ વીમલનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા શ્યામાદેવીનાં જાયારે ॥ તમારી કંચન વરણી કાયારે ॥ તમારે વરાહલંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૩.॥ અયોધ્યા નગરીનો રાજીયો અનંતનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા સુજસાદેવીના જાયારે ॥ તમારી કંચન વરણી કાયારે ॥ તમારે સિંચાણુલંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૪ ॥ રત્નપુરીનો રાજીયો ॥ ધર્મનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા સુવ્રતાદેવીનાં જાયારે તમારી કંચનવરણી કાયારે ॥ તમારે વજ્રલંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૫ ॥ હસ્તીનાપુરનો રાજીયો ॥ શાંન્તીનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા અચિરાદેવીનાં જાયારે ॥ તમારી કંચનવરણી કાયારે ॥ તમારે મૃગલંછન છે પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૬ ॥ ગજપુરીનો રાજીયો ॥ કુંથુનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા સીરીદેવીનાં જાયારે ॥ તમારી કંચનવરણી કાયારે ॥ તમારે છાગ લંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૭ ॥ નાગપુરીનો રાજીયો ॥ શ્રી અરનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ એતો દેવી માતાના જાયારે ॥ તમારી કંચનવરણી કાયારે ॥ તમારે નંદાવૃત

લંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૮ ॥ મિથુલાનગરીનો રાજીયો ॥ મલ્લીનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા પ્રભાવતીનાં જાયારે ॥ તમારી લીલાવરણી કાયારે ॥ તમારે કળશ લંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૧૯ ॥ રાજગ્રહીનગરીનો રાજીયો ॥ મુનીસુવ્રત કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા પદમાદેવીનાં જાયારે ॥ તમારી સ્યામવરણી છે કાયારે ॥ તમારે કચ્છપલંછન પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૨૦ ॥ મિથિલાનગરીનો રાજીયો ॥ નમીનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા વપ્રા રાણીના જાયારે ॥ તમારી કંચન વરણી કાયારે ॥ તમારે નિલકમળ છે પાયારે ॥ મારા ॥ પ્રભુ ॥ ૨૧ ॥ સૌરીપુરનો રાજીયો ॥ નેમીનાથ કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા સીવાદેવીના જાયારે ॥ તમારી સ્યામવરણી છે કાયારે તમે રાણી રાજુલનાં ભરથારરે ॥ એ તો બાળથકી બ્રહ્મચારીરે ॥ ધન્ય ધન્ય તમારો અવતારરે ॥ તમારે શંખલંછન છે પાયારે ॥ મારા બાળપણાના બેલીરે ॥ પ્રભુ ॥ ૨૨ ॥ વણારશી નગરીનો રાજીયો ॥ પાર્શ્વનાથ કહેવાય અરજ સુણો એક માહરી ॥ માતા વામાદેવીના જાયારે ॥ તમારી લીલવરણી છે કાયારે ॥ તમારે નાગલંછન છે પાયારે ॥ મારા ॥ પ્રભુ૦ ॥૨૩॥ ક્ષત્રી કુંડનો રાજીયો ॥ મહાવીરસ્વામી કહેવાય ॥ અરજ

સુણો એક માહરી ॥ માતા ત્રીશલા દેવીનાં જાયારે ॥ તમારી કંચન વરણી છે કાયારે ॥ તમારે સીંહ લંછન છે પાયારે ॥ અંગુઠે મેરૂ પર્વત ચળાવ્યોરે ॥ મારા બાલપણાના બેલીરે ॥ પ્રભુ૦ ॥ ૨૪ ॥ મહા વિદેહ ક્ષેત્રનો રાજીયો ॥ શ્રી સીમંધરસ્વામી કહેવાય ॥ અરજ સુણો એક માહરી ॥ માતા સત્યકી દેવીનાં જાયારે ॥ તમારી કંચન વરણી કાયારે ॥ તમારે ધોરી લંછન પાયારે ॥ ચોસઠ ઇંદ્ર પધારેરે ॥ તમારી દેશના સુણી સુખ પામેરે ॥ મારા ॥ પ્રભુ૦ ॥ ૨૫ ॥



## શ્રી માળનું સ્તવન.

શ્રી વીર જિનેશ્વર, એણીપેરે દીએ ઉપદેશ,
સુણે પરખદા બારે, નહિ પ્રમાદ પ્રવેશ ॥
સુણજો રે શ્રાવક, જો વહીએ ઉપધાન,
નોકાર ગણ્યો તો, સુજે સુગુણ નિધાન ॥

ત્રુટક.

પડિકમણું કીરીયા તો સુજે, જો વહીએ ઉપધાન
એમ જાણી ઉપધાન વહો તુમે, શ્રાવક થઇ સાવધાન ॥૨॥

ઢાળ.

નોકાર તણો તપ, પહેલું અઢારીઉં હોય,
ઇરિયા વહિનો તપ, બીજું અઢારીઉં જોય ॥

એ બેઉ ઉપધાને, દીન અઢાર અઢાર,
ઉપવાસ એકેકે, તપ હોય સાડા બાર ॥ ૪ ॥

ત્રુટક.

સાડા બાર ઉપવાસજ કીજે, ગુરૂ મુખ પોસહ લીજે
ચોથ એકાંતર એક એકાસણુ,, પાપ પડલ સવી છીજે ॥૪॥

ઢાળ.

એ બેઉ ઉપધાને, માંડી નાંદ મંડાણુ,
પુજા પરભાવના, ઓચ્છવ કરો સુજાણુ ॥
કીરીયા સવી શુદ્ધી, સાધુની રહણીએ રહીએ,
દેરે દેવ વાંદો, સમિતિ ગુપતિ નીર વહીએ ॥ ૫ ॥

ત્રુટક.

સમિતિ ગુપતિ સુપેરે આરાધો, ચૈત્યવંદન ન વીસારો
દોય સહસ નવકાર ગણીને, પોરસી ભણી સંથારો ॥ ૬ ॥

ઢાળ.

પાંચે ઉપવાસે, પહેલી વાયણા હોય,
તપ પુરે બીજી, ગુરૂ મુખ લીજે સોય ॥
એઠું જો છાંડે, તો તસ દહાડો વાધે,
તેમ મુહપતી પડે તો શોધતા ન લાધે ॥ ૭ ॥

ત્રુટક.

તેમ અકાળ સજાએ વમને, દહાડો લેખે ન આવે,
જીવ ઘાત હાશા વિકથાદીક, તે આલોયણ આવે ॥ ૮ ॥

## ઢાળ.

અરિહંત ચેઈઆણું, ચોકીઉ તસ ઉપધાન,
ઉપવાસને આંબીલ, ચાર દીવસનું માન ॥
ઉપવાસ અઢી જવ, તપ સંપૂરણ થાય,
વાયણા તવ લીજે, પામી સુગુરૂ પસાય ॥ ૩ ॥

## ત્રુટક.

સુગુરૂ પસાયે છકીઉ વહીએ, સાત દીવસ પરીમાણ,
બે ઉપવાસે પુખ્ખર વરદી, અઢી સિદ્ધાણં બુદ્ધાણં ॥૪॥

## ઢાળ ૨ જી.

ભાઈ હુવે માળ પહેરાવો, સાહમી સાહમણીને નોતરાવો ॥
ભલાં ભોજન ભક્તિ કરાવો, રૂપાની રકેબી ઘડાવો ॥૧૧॥
માંહી મેવા મિઠાઈ ભરીએ, હીરાગળ કમખા ધરીએ ॥
ચતુરાઈ ચાલ મ ચુકો, માંહે રૂપા નાણું મુકો ॥ ૧૨ ॥
ચાર પહોર દેવાએ ભાસ, ગાયે ગાંધર્વ ગુણીજન રાસ ॥
સાહમિણીને દ્યો તંબોળ, તેમ રાતીજગે રંગરોળ ॥ ૧૩ ॥
એણીપેરે એ માળ જીગાવો, નેજા નિશાન મંગાવો ॥
પાંચ શબ્દ ઢોલ સરણાઇ, સાબેલા સબળ સજાઈ ॥૧૪॥
કુંવર શીર ખુંપ ધરીજે, ઇંદ્રાણી શણગારીજે,
જીનસાસન સોહ ચઢાવો, જગ બોધબીજ એમ વાવો ॥૫॥
ગયવર શીર ઠવીએ માળ, મારગ દીઓ દાન રસાળ ॥
એણીપરે સંઘ સાજન સાથે, માળ આણી દીયો ગુરૂ હાથે ॥૧૬॥
ગુરૂ રાય ઠવે તિહાં વાસ, શ્રાવક મન અતિહ ઉલ્લાસ ॥

જેને કંઠે માળા ઠવીજે, મણિમય ભુષણ તસ દીજે ॥ ૧૭ ।
અંગ પુજા પ્રભાવના કીજે, વ્રતધારી પહેરાવીજે ॥
પાઠાં પુસ્તક રૂમાલ, ગુરૂ ભક્તિ કરો સુવિશાળ ॥ ૧૮ ॥
હવે શક્રસ્તવ ઉપધાન, પાંત્રીસ દિવસ તસ માન ॥
ઉપવાસ સાડા ઓગણીસ, વાયણાં ત્રણ અતિય જગીશ ॥૧૯॥
હવે અઠ્ઠાવીશું જેહ, ઉપધાન લોગસ્સનું તેહ ॥
સાડા પંદર ઉપવાસ, વાયણાં ત્રણ લીલ વિલાસ ॥ ૨૦ ॥
એણીપેરે એ છ ઉપધાન, સાવય સાવિયા શુભ ધ્યાન ॥
વહી સફળ કરો અવતાર, સંસારતણો લહો પાર ॥ ૨૧ ॥

## ઢાળ ૩ જી.

કળશ છંદની દેશી.

શ્રી વીરજીન ઉપધાન વિધિ એમ, ભવિક હિત હેતે કહે ।
મહાનીસીથ સિદ્ધાંત માંહે, સુલભ બોધિ સદ્દહે ॥ ૨૨ ॥
આરાધીએ ઉપધાન વહેતાં, ચાર ભેદે ધર્મ એ ॥
દાન શીલ તપ ભાવશું ભક્તિ, પામીએ શીવ શર્મએ ॥૨૩॥
અઘટ ઘાટ શરીર હોવે, તે ઘાટમાં આવે ઘણું ॥
ખમાસમણમાં પતી સવી કીરીયા, જાણ વિધિ શ્રાવક તણુ ॥૨૪॥
ઉપધાનના ગુણ કહુ કહેવાં, કહેતાં ન આવે પાર એ
હોય સફળ શ્રાવક તણી કીરીઆ, ઉપધાને નીરધાર એ ॥૨૫॥
તપગચ્છ નાયક સુમતિ દાયક, શ્રી વિજય પ્રભુ સુરિંદ એ
પુન્ય પ્રભાવે અધિક દીન દીન, કીરતી જાસ જગીશ એ ॥૨૬॥

શ્રી કીરતી વિજય ઉવજ્ઝાય સેવક, વિનય એણીપેરે વીનવે ॥
દેવાધિ દેવા ધર્મ હેવા, મુજ દેજો ભવો ભવે ॥ ૨૭ ॥

## ઇતિશ્રી ઉપધાન વિધિ સ્તવન સંપૂર્ણ

---

## રાજુલનો રાસ.

રાજુલ પ્રીત પાળી છે બાળા વેશમાંરે લોલ;
ચીત્ત ચોટયું છે નેમજીના વેશરે, રાજુલ૦
ઉભી ઝુરૂ તારા વેશરે. રાજુલ૦ ૧
સમુદ્રવિજયકો ચંદલો, શીવા દેવી માત;
શંખ શબ્દ કરવા થકી, કાંઈ તનમન થયો ઉતપાતરે. રા૦ ૨
ગોપીયો કૃષ્ણ તણી અને, રાધા પ્રમુખ જેહ;
વિવાહ મનાવા કારણે, કાંઈ લટપટ કરે સખી જેહરે. રા૦ ૩
સાબેલા શણગારીયા, સાજન લીધું સાથ;
રૂકમણીને રાધાજી, એની ભોજાઇઓ ગીતો ગાયરે. રા૦ ૪
કપાળે તીલક કર્યો, માથે મુગટ ધરાય;
હાથમાં શ્રીફળ લેઈને, મારા પ્રભુ પરણવા જાયરે. રા૦ ૫
રાજુલ બેઠાં બારીયે, જુવે જાનની વાટ;
જાન કઈ પરે આવશે, ત્યાં તો ઉડેછે અબીલ ગુલાલરે. રા૦ ૬
સરખે સરખી સાહેલીયો, રાજુલને પૂછે વાત;
નેમજી નેમજી શું કરો, કાંઈ નેમજી છે કાળો ભરથારરે. રા૦ ૭
કાળા ઘેમર હાથીયા, કાળો મેઘ મલાય;
કાળી આંખની કીકીયો, કાંઈ કાળા માથાના કેશરે. રા૦ ૮
કાળી ચગકડાની દાબડી, કાળી કાજળ રેખ;
કાળી કસ્તુરી નીપજે, વળી તેના છે કેવા ગુણરે. રા૦ ૯

નેમજી તોરણ આવીયા, પશુડે કીધો પોકાર;
પશુડા ઉપર કરૂણા કરી, પ્રભુ સ્વરૂપ થયા શ્રીનાથરે. રા૦ ૧૦
રાજુલ ચિત્ત ગભરાઇને, તનમેં ઉઠી લાય;
મને મૂકી પ્રભુ ચાલીયા, હવે કેવા થશે મારા હાલરે. રા૦ ૧૧
ચાંદાને લંછન કર્યું, નળ દમયંતી જેહ;
મારે કર્મે આવી બન્યું, કાંઈ હરણે પાડયો વિયોગરે. રા૦ ૧૨
ચંદન ભરીરે તલાવડી, મોતીડે બાંધી પાળ;
કાઉસગીયા કાઉસગ્ગ કરે, એતો મોક્ષ જવાને કાજરે. રા૦ ૧૩
ખુંધું તો ધરતી ખમે, વાયુ ખમે વનવાસ;
કઠણ વચન સાધુજી ખમે, એતો ઘેરઘેર ગોચરી જાયરે. રા. ૧૪
કુંભે બાંધ્યું જળ રહે, જળ વિના કુંભ ન હોય;
જ્ઞાને બાંધ્યું મન રહે, ગુરૂ વિના જ્ઞાન ન હોયરે. રા૦ ૧૫
પ્રભાતે ઉઠી સંભારતી, લળી લળી લાગતી પાય;
ગુરૂ વિયોગે એકલી, હવે ગમતું નથી લગારરે. રા૦ ૧૬
મછ ટળવળે પાણી વિના, ફુલડા કરમાઈ જાય;
તેમ પ્રભુ તુમ દરિશન વિના, મારા દિવસ દોહિલા જાયરે. રા૦ ૧૭
શીશી ભરી ગુલાબકી, બુજુ કેસી સાઈ;
પંડ હમારો અહીં રહે, પણ જીવ તમારી પાસરે. રા૦ ૧૮
જ્ઞાનીને જ્ઞાની મળ્યા, જ્ઞાનની લુંટાલુંટ;
અજ્ઞાનીને અજ્ઞાની મળ્યા, ત્યાંતો થાયે માથાકુટરે. રા૦ ૧૯
એમ કહી એતો ગયા, જઈ ચઢયા ગઢ ગિરનાર;
મુક્તિ મંદીરમાં જઈ, અને પ્રભુ સ્વરૂપ થયા નાથરે. રા૦ ૨૦



